# વિશાલખા

[સત્યાગ્રહ સમયની પ્રેમત્રિકોણની રસદર્શી નવલકથા]

: લેખકો :

શ્રી. ધીરજરામ કેશવરામ ભટ્ટ, બી. એ.

માંડવી કોન્ગ્રેસ કમિટીના મંત્રી. સને ૧૯૨૯-૩૭

અને

કુ. લીલીબહેન છગનલાલ મહેતા.



: પ્રકાશક :

સી. શાન્તિલાલની કું.

બુકસેલર્સ : પબ્લિશર્સ.

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ, ૨.



વાત્સલ્ય અને સૌજન્યમૂર્તિ સમા માતા તુલ્ય પૂજ્ય કાકીને
તેમની લીલી તરફથી
સસ્નેહ અર્પણ.

# પ્રસ્તાવના.

મારું પ્રથમ પુસ્તક "લીલાદેવી" જેલમાં લખાયેલું અને ૧૯૩૩માં પ્રસિદ્ધ થયું હતું. ત્યારપછી કુ. લીલીબહેન મહેતાના સહકારથી લખાયેલું આ પુસ્તક વાચકવૃંદની સમક્ષ રજુ કરતાં આનંદ થાય છે.

આ નવલકથાના પાત્રો કલ્પિત છે. પણ નામો ગઈ લડતમાં પ્રસિદ્ધ થયેલાં છે, તેથી કોઈ એમ ન ધારી લે કે પોતાનું જ નિરૂપણ આમાં થાય છે.

ઈ. સ. ૧૯૨૯-૩૧ના સત્યાગ્રહ-સંગ્રામમાં પુષ્કળ અનુભવો થયા: ઘણા સાચી ધગશવાળા અને અનેક ખોટા ઢોંગી, અને સ્વાર્થ-વૃત્તિ સેવતા માણસોના પરિચયમાં આવ્યો. સાચી લાગણીવાળા પણ અનુભવ વિનાના કેટલાયે મનુષ્યોના પ્રસંગમાં આવવાનું થયું. તે તે બધા ઉપરથી જે છાપ મગજ ઉપર પડી તેના નિચોડમાંથી આ નવલકથા સર્જાઈ છે.

અચ્યુત એ રાજદ્વારી "સરસ્વતીચંદ્ર" જેવો છે. તેને એક રીતે અનુભવ વિનાનો "ફિલોસૉફર વેગેબૉંડ" એટલે કે ભટકતો તત્ત્વદર્શી કહી શકાય. આજ પ્રમાણે વિશાલખાનું છે. પણ એ બધું હું કહી દઉં તેના કરતાં આ નવલકથા વાંચી જવાથી તમને બધું સમજાશે.

આ પુસ્તકને ઝડપથી છપાવી પ્રસિદ્ધ કરવામાં તેમજ પ્રૂફ સંશોધનમાં મેસર્સ સી. શાંતિલાલની કું. ના માલિક શ્રી. શાંતિલાલ લક્ષ્મીશંકર પંચોળીએ જાતે રસ લઈ ઉલટભેર સહાય કરી છે તેની અહીં સાભાર નોંધ લઉં છું.

અંતમાં, 'લીલાદેવી'ની જેમ આ પુસ્તકને પણ સાહિત્યપ્રેમી જનતા તરફથી યોગ્ય સત્કાર મળશે તો મારી મહેનત સફળ થઈ લેખીશ.

મુંબઈ તા. ૧૫-૪-૪૨

લી. સેવક,
**ધીરજરામ કેશવરામ ભટ્ટ.**

## પ્રકરણ ૧ લું

# પાંચમા માળનું કાતરિયું

**ઈસુના** ૧૯૩૦ ના વર્ષના, એપ્રિલ મહિનાની એક બપોરના સુમારે એક વાગ્યે, ૨૭ વર્ષનો એક યુવાન મુંબઈના ગીરગામ વિભાગના એક પાંચમાળના માળાના દાદરના પગથિયા કંટાળેલા માણસની માફક ચઢતો હતો. તેના કપડાં અસ્ત વ્યસ્ત હતાં. અને બહુ સ્વચ્છ પણ ન હતા. પોતાનું ભારે શરીર ખૂબ હચમચાવીને તે ઠેઠ પાંચમા માળના કાતરિયા સુધી પહોંચ્યો અને એક ઓરડી આગળ જઈ ઊંડો નિશ્વાસ નાખ્યો અને અર્ધ ઉઘાડાં બારણાની અંદર ચાલવા માંડયો, અને મોટેથી પૂછવા માંડયો, " અચ્યુત્ છે કે ? " તેના જેવા જ ખોખરા અવાજથી બીજા ઓરડામાંથી એક બાઈએ જવાબ આપ્યો, " ના, નથી. પણ હું છું, આવો. "

નવા આવનાર યુવકે પૂછ્યું, " કોણ શારદા ? " જવાબ મળ્યો, " એ તો હું શારદા. કોણ તમે દેશાઈ છો ? " " હા, અજીતરાય દેશાઈ " એમ કહી તેણે પોતાની ટોપી ઉતારી હાથમાં લીધી અને જે ઓરડીમાંથી શારદાનો અવાજ આવતો હતો તે તરફ ગયો.

ઓરડી બહુ જ નાની હતી. ભીંતો ઝાંખા લીલા રંગની હતી અને એક બે ધુમાડિયા વાળી બારીઓ હતી. ઓરડીમાં ફક્ત એક લોખંડનો ખાટલો, લોખંડનું ચોરસ કાળા રંગનું ટેબલ તથા કેટલીક

ખુરસીઓ હતી અને પાસે એક લાકડાના ઘોડા ઉપર કેટલીક ચોપડીઓ ગમે તેમ ખડકેલી હતી. ટેબલ આગળ એક ત્રીસેક વર્ષની બાઈ બેઠેલી હતી. માથા ઉપરની કેસરિયા સાડીનો છેડો ખભા ઉપર આવી રહ્યો હતો. તે સોપારી ખાતી બેઠી હતી. અજીત દેશાઈને જોઈને તેણે વંદન કર્યું ને ખુરસી બતાવી. પાસેની જ ખુરસી ઉપર તે બેસી ગયો, અને ગજવામાંથી અર્ધી પીધેલી સીગાર કાઢી સળગાવીને ધુમાડાના ગોટા કાઢવા માંડ્યો. આ બેઉ આકૃતિઓમાં અજબ સામ્ય હતું. બંનેના નાક, દાંત, અને હોઠ તડકામાં રખડીને ખડબચડાં થઈ ગયાં હતાં. તેમનું લાલિત્ય ચાલી ગયું હતું. અજીત દેશાઈને વળી મોઢા ઉપર શોળીનાં ચાંઠાં હતાં. પણ બંનેના ચહેરા ઉપર પ્રમાણિકતા, દઢતા અને ખંત ઝળકી ઊઠતાં હતાં.

અજીતે પૂછ્યું, "અચ્યુતને જોયો ?" "હા, હમણાં જ પાછા આવશે. કંઈ ચોપડીઓ લઈને લાયબ્રેરીમાં ગયા છે." અજીતે બીડી ખંખેરી નાંખી.

"હમણાં હમણાં એ કેમ આખો દિવસ આમથી તેમ ભમ્યા કરે છે ? હમણાંથી તો કોઈ વાર એ જોવામાં આવતો નથી." અજીતે પૂછ્યું.

"તે કંટાળેલા જેવો લાગે છે." "કંટાળેલો વાહ. કોણ જાણે તે એક જ કામ કરતો હોય તેમ." "કામ તો આપણે બધાં જ કરીએ છીએ ને હજુ પાશેરામાં પહેલી પૂણી છે ત્યાં થાક અને કંટાળો ?"

"આ તમે ક્યાંથી જાણ્યું, પ્રબોધ પાસેથી ?" થોડી વારે શારદાએ પૂછ્યું.

"હા, ત્રણેક દિવસ પર એક કાગળ મળ્યો છે."

"તમે તે વાંચ્યો છે ?"

અજીતે ડોકું હલાવી હા કહી.

"હં, શા ખબર છે ?" શારદાએ ધીમેથી પૂછ્યું.

"આપણામાંથી કોઈએ ત્યાં બને તેટલું જલદી જવું પડશે."

શારદાએ સૂડી સોપારી ટેબલ પર મૂકતાં પૂછ્યું: — "પણ છે શું?

એ લોકો તો કહે છે કે બધું ઠીક ઠીક ચાલે છે.

"હા! છે તો બધું બરાબર, પણ એક માણસે વિશ્વાસઘાત કર્યો છે, એવું પાકે પાયે નક્કી થયું છે એટલે આ વસ્તુનું જલદીથી નિરાકરણ થવું જોઈએ તે સિવાય બીજી કેટલીક બાબતોનો પણ ઉકેલ લાવવાનો છે. તમે પણ ત્યાં આવો એવી એ લોકોની ઈચ્છા છે."

"એમના કાગળમાં એવું લખ્યું છે ખરું?"

"હા."

મોઢા પર ધસી આવતી, કપાલ અને ભમ્મર પર પથરાઈ રહેલી વાળની લટોને શારદાએ હાથ ફેરવી જરા વ્યવસ્થિત કરી મંદ સ્વરે કહ્યું:—

"ઠીક. ત્યારે બધું નક્કી જ થઈ ગયું છે તો પછી કંઈ કહેવાપણું રહેતું નથી."

"નહિ જ વળી, પણ 'વસુ વિના નર પશુ.' હવે એ 'વસુ' કેમ અને કેવા ઉપાયે મેળવી શકાય એ પ્રશ્ન ઊભો છે." વિચારમાં ડૂબેલી શારદાએ માત્ર ડોકું હલાવ્યું.

"અચ્યુતે એટલા પૈસા તો મેળવવા જ પડશે." પોતાનાં મન સાથે જ બોલતી હોય તેમ શારદાએ કહ્યું.

"હું પણ એ જ નિર્ણય પર આવ્યો છું." અજીતે જ કહ્યું.

"કાગળ તમારી પાસે છે?" શારદાએ એકાએક પૂછ્યું.

"હા, તમારે વાંચવો છે?"

"હા, પણ કંઈ નહિ પછી આપણે સાથે જ વાંચશું."

"તમને મારી વાતમાં શંકા તો નહિ જ હોય, હું ખરું જ કહું છું."

"તમારી વાતમાં મને પૂર્ણ વિશ્વાસ છે." બન્ને વગર બોલ્યે થોડીવાર બેઠાં, માત્ર અજીતની સિગારેટમાંથી નીકળતી ધુમાડાની સેરો મંદ ગતિથી ઊંચે જતી હતી. એકાએક કોઈનાં પાસે આવતાં પગલાંનો અવાજ આવ્યો. "અચ્યુત આવ્યા લાગે છે." શારદાએ ધીમે અવાજે કહ્યું. બારણું અર્ધું ઊઘડ્યું અને એક માણુસ અંદર આવ્યો પણુ તે અચ્યુત નહોતો.

આવનારનું માથું નાનું ગોળ, વાળ કાળા, અને કપાળ મોટું પણુ કરચલીવાળું હતું. આંખો કાળી અને ભમ્મર ઘાટી હતી. નાક ચીબું, ખૂબ બેસી ગયેલું હતું જેને કારણે આખો ચહેરો જોનારને રમુજ આપે તેવો લાગતો. આવીને એણે ચારે તરફ જોયું, અને આછું સ્મિત કરતાં નમસ્કાર કર્યા. સ્મિતમાં સહેજ ઊઘડેલા હોઠમાંથી સફેદ ઝીણા દાંતોની હાર, ડોકિયાં કરી રહી.

નવા આવનાર સામે બંને જણા તિરસ્કાર અને અણુવિશ્વાસની નજરે જોઈ રહ્યા. અણુગમતો પરોણો "ગુંદરિયા" જેવો લાગ્યો. પણુ આવનાર "ગુંદરિયો" તો "કોઠી" નાખવા જ આવ્યો હોય એમ લાગ્યું. તેણે તીણા અવાજે પૂછ્યું. "આ શું ફક્ત બે જ જણુનો સંવાદ ચાલે છે? ચાલો આપણે ત્રિવાદ કરીએ, અને સુત્રધાર ક્યાં?"

"તમે અચ્યુતનું પૂછો છો કેમ મી. પુરુષોત્તમ?"

"જી, હા, અજીત દેશાઈ."

"અચ્યુત હમણાં જ આવશે."

"બસ, મારે તેનું જ કામ છે."

અજીત દેશાઈએ શારદા સામે જોયું. શારદાએ ગુસ્સાનો દેખાવ કર્યો અને સોપારીનો કટકો જોરથી ચાવવા લાગી.

"કેમ છો? અરે...કોણુ.....હું ભૂલી ગયો અરે આપણા... કેવાં બેન તો? અરે, તમારું નામજ ભૂલી જવાય છે."

શારદાએ મોં મચકોડયું અને કહ્યું, "તમારે નામ જાણવાની કંઈ જ જરૂર નથી. પણ તમારે કામ શું છે તે કહો, નામનું શું કામ છે? અને મારી તબિયતનું પણ તમારે શું કામ છે? જોઈ શકો છો ને કે હું જીવતી જાગતી છું!"

"હા બરોબર. તમે કંઈ બીજે જ ઠેકાણે હોત તો હું કંઈ તમને મળત નહિ અને ખબર પણ પૂછત નહિ. અહીંયાં છો એટલે પૂછવું પડયું. હું તો જૂના જમાનાનો માણસ, એટલે મારી ટેવ પણ એવી જ છે, પણ તમારું નામ કંઈ વિચિત્ર છે. તમે "શિવાજી"ની "ભવાની" તરીકે સહી કરો છો. પણ વાતચીતમાં "ભવાની" કહેવી, એ તો શારદા બહેન માફ કરજો, ખરાબ લાગે છે."

"તમને વાત કરવાને ઊંચાં કોણ બાંધે છે?

મી. પુરુષોત્તમ જરા હસ્યા, "કંઈજ નહિ. એમ ગુસ્સે ન થાઓ, તમારા મનમાં કંઈ જ નથી. પણ આમ વાત વાતમાં વઢી પડવાનું કંઈ કારણ?"

અજીતે વચમાં જ જવાબ આપ્યો, "જુઓ, શ્રીમતી શારદા અને હું પણ ધારું છું કે તમારા ઉપર વિશ્વાસ રખાય એમ નથી. કારણ બધી જ વાત તમે હસવામાં કાઢી નાંખો છો."

"એમ કે! પણ બધા જ મારે વિશે શંકા લાવે છે કે હું કોઈ સી. આઈ. ડી. નો માણસ છું. પણ હું કંઈ હંમેશ જ હસતો નથી. વળી તમે મારા ઉપર ઘણીએ વાર વિશ્વાસ મૂકયો છે. અને કામ સોંપ્યાં છે. હું પ્રમાણિક છું તેની ખાત્રી કરી આપી છે. હું કંઈ હંમેશાં જ આનંદી રહેતો નથી. જુઓ મારી સામે."

અજીતે તેની સામે જોયું અને પુરુષોત્તમ ખરેખર ગંભીર અને દુ:ખી જેવા લાગ્યા.

પુરુષોત્તમ શારદા સામે ફર્યા ને બોલ્યા, "કેમ અભ્યાસ કેમ ચાલે છે? તમારી પરોપકારની કળામાં કંઈ પ્રગતિ કરી કે નહિ? તદ્દન અનુભવ વિનાના શહેરીને મદદ કરવી પણ બહુ મુશ્કેલ પડે છે."

શારદાએ કહ્યું: "કંઈજ મુશ્કેલ નથી. તમારા જેવા વામનજીને..."

શારદાએ હમણાંજ મીડવાઈફરીની પરીક્ષા પાસ કરી હતી.

શારદાનો જન્મ એક સારા પણ ગરીબ કુળમાં થયો હતો. બે વર્ષ થયાં એણે ઘરબાર તજી દીધાં હતાં, અને ખીસામાં બાર રૂપિયા લઈ મુંબઈ આવી હતી. આવીને તરત જ એક પ્રસૂતિગૃહમાં શીખવા રહી અને બે વર્ષની સખત મહેનત પછી નર્સનું સર્ટિફિકેટ મેળવ્યું. તે કુમારી હતી અને રહી હતી. તેના શરીરનો દેખાવ જોઈ કોઈ કહે કે કુમારો રહે તેવીજ તે હતી. પુરુષોત્તમ તેના મહેણાથી હસ્યો, "શાબાશ, આબાદ ગોળીબાર. ભલે વામનજી હું રહ્યો, પણ અચ્યુત ક્યાં ભરાઈ ગયા?"

પુરુષોત્તમે વાતનો વિષય બદલી નાંખ્યો. તેને પોતાના શરીર ઉપરની ટીકા ગમતી ન હતી. વળી સ્ત્રીઓનો સહવાસ તેને બહુ જ ગમતો. પણ સ્ત્રીઓ તેના ટૂંકા શરીર તરફ ધિક્કારની દૃષ્ટિએ જુએ તે તેને મરવા જેવું લાગતું. સમાજમાં તેનું સ્થાન નીચું હતું. પણ તેનું કદ નીચું હતું તે તેને વધારે સાલતું. તેના પિતાએ ખૂબ જહેમત ઉઠાવી કોરપોરેશનની એક બેઠક મેળવી હતી. પૈસો પણ ઠીક ભેગો કર્યો હતો પણ પાછળથી દારૂમાં ઉડાવી દઈ, કાંઈ મૂકી ગયા ન હતા. ઘણી મહેનતે તેણે નામાની અને વેપારી કેળવણી લીધી, અને મરાઠી પણ શીખી લીધું. મહા મહેનતે નોકરી મળી. અને તે પણ પિસ્તાલીશના માસિક પગારથી અને એટલામાં જ એને ઘરડી કાકી તથા ખૂંધ નીકળેલી બેનનું ભરણ પોષણ કરવું પડતું. તેની ઉમ્મર અત્યારે અઠ્ઠાવીશ વર્ષની હતી. તેને વિદ્યાર્થી વર્ગ તથા નવયુવકોમાં સારી ઓળખાણ હતી. તેનાં ભાષણો વિદ્યાર્થીઓ વધાવી લેતા. કારણ કે દરેકમાં આપ વડાઈની છાંટ આવતી. એકવાર એક રાજદ્વારી સભામાંથી તેને વહેલાં ચાલ્યા જવું પડયું.

એટલે તેને બીકણુ ગણવામાં આવ્યો. અચ્યુત સાથેની એની ઓળખ એક મદ્રાસી હોટેલમાં થઈ હતી.

પુરુષોત્તમ પાછો ફરી ગણગણ્યો, "અચ્યુતનું હજુ સુધી કંઈ ઠેકાણું નથી! બહુ રખડે છે. કંઈ પ્રેમમાં તો પડ્યા નથી ને!"

શારદાએ તેની સામે ડોળા કાઢ્યા. "લાયબ્રેરીમાં પુસ્તકો લેવા ગયા છે. તમને કહ્યું તો ખરું ને? એને એવી જંજાળનો વખત જ નથી."

"તમે ક્યાં નથી? કે બહાર જાય." તે ધીમેથી ગણગણ્યો ને પછી મોટેથી બોલ્યો: "મારે તો ખાસ કામ માટે મળવું છે. આવે તો ઠીક."

અજીતે પૂછ્યું: "કેમ આપણી લડત કેમ ચાલે છે?"

"કોની! તમારી કે આપણી?"

અજીતે હોઠ કરડ્યા "કંઈ ખબર પડતી નથી, કેમ આટલી બધી વાર લાગી?"

શારદાએ બૂમ પાડી: "જુઓ, આવ્યા. તેના જ પગલાં સંભળાય છે." ધીમેથી બારણું ઊઘડ્યું અને ત્રેવીસ વર્ષનો પ્રભાવશાળી યુવાન, પુસ્તકોના થોકડા સાથે ગાંધી–ટોપીમાં સજ્જ થયેલો, દાખલ થયો.

## પ્રકરણ ૨ જું

## અણગમતા પરોણા

ઘરમાં "ડાયરો" જામેલો જોઈ તે બારણા આગળ જ થંભી ગયો. હાથમાંનાં પુસ્તકો નીચે ફેંકી દીધાં. ટોપી પલંગ ઉપર ફેંકી અને જઈને પલંગની કોર ઉપર બેઠો. મોં ઉપર ખિજવાટ અને અણગમાની લાગણીઓ તરવરવા લાગી. અને તેનું મોઢું ખૂબ ફિક્કું પડી ગયું. શારદાએ મોં ફેરવી નાખ્યું અને હોઠ કરડવા માંડી. અજીતે પૂછ્યું "કેમ બહુ મોડું થયું!

પુરુષોત્તમે વાતની શરૂઆત કરી.

"કેમ અચ્યુત શું છે? હિંદુસ્તાનના હેમ્લેટ! કંઈ એવું બન્યું છે કે અમસ્થા જ નિરાશ દેખાઓ છો?"

"અરે વાહરે હિંદુસ્તાનના શેકસપિયર! આજે મારામાં વિતંડાવાદ કરવાની શક્તિ નથી."

પુરુષોત્તમે કહ્યું "કેમ આજે મગજ ઠેકાણે નથી? કે કંઈ થયું છે? ઠીક ઠીક, ચાલો મુદ્દાની વાત ઉપર આવીએ"

"કંઈ જ નહિ. આ મોટા શહેરમાં તો ફરવા જવાનો પણ ધર્મ રહ્યો નથી. જ્યાં જઈએ ત્યાં કોઈ ને કોઈ ભટકાઈ જાય અને પાંચ મિનિટ સુધી સામે જોયા જ કરે, કેમ જાણે કે હું મ્યુઝિયમનું જનાવર હોઉં!"

"ત્યારે જ તમે જાહેરખબર છપાવી લાગે છે કે જોઈએ છે જોઈએ છે એક શાંત જગ્યા શિક્ષક તરીકે મુંબઈની બહાર કોઈપણ જગ્યાએ."

"હા મેં જ છપાવી છે. મને કોઈ પણ ઠેકાણે જગ્યા મળે તો બહારગામ જવા તૈયાર છું."

શારદા બોલીઃ "પણ અહીંનું શું? અહીંના કામ તો અધૂરાં પડયાં છે."

"કયાં કામ?"

"અજીતને પૂછો."

અચ્યુત અજીત તરફ ફર્યો, અજીત મનમાં ગણગણવા લાગ્યો ને આંખથી કહ્યું કે જરા ધીરજ રાખો. પુરુષોત્તમ વચમાં બોલી ઊઠયોઃ "છેલ્લાં કંઈ ખબર સાંભળ્યાં?"

અચ્યુત બિછાનામાંથી કૂદી પડયો, "કયા ખબર માગો છો! અર્ધું હિંદુસ્થાન ભૂખે મરે છે. "ધી દિલ્હી ટાઈમ્સ" બહુ જ આનંદમાં વિજય વાવટા ફરકાવી રહ્યું છે. ચળવળ અર્ધી દબાઈ ગઈ છે, નવજુવાન સભાઓ કચડાઈ ગઈ છે. સી. આઈ. ડી. થી શહેર ઉભરાઈ ગયું છે. જપ્તી, દંડ ને કેદ અને જ્યાં ત્યાં વિશ્વાસઘાત, અને તે અધૂરું હોય તો સાંભળી લો કે, ભાસ્કર મહેતા પકડાઈ ગયા છે. મેં આજે લાયબ્રેરીમાં સાંભળ્યું કે અહીંયાં પણ ધાડ આવવાની છે. બોલો, બીજા કેવા ખબર જોઈએ?"

શારદા અને અજીત એક બીજા સામે જોઈ રહ્યા.

પુરુષોત્તમ બોલ્યોઃ "ભાઈ અચ્યુત, તમે જરાક ઉશ્કેરાયેલા લાગો છો, પણ આપણે કયા દેશમાં અને કેવા કાળમાં રહીએ છીએ તે ભૂલી જાઓ છો, ડૂબતો માણસ તરણાંને પણ પકડી રાખે."

અચ્યુતે કહ્યુંઃ "બહુ થયું. તમે ઉત્સાહી છો, નીડર છો, એ અમે બધા જાણીએ છીએ."

"હું નીડર?"

"પણ ભાસ્કર મહેતાને કોણે દગો દીધો? કંઈ સમજાતું નથી" કોઈ દોસ્તે જ દગો દીધો. દોસ્ત સિવાય કોઈનું કામ નહિ. દોસ્તોને આપણી કીર્તિની બહુ જ ખેવના હોય છે. મારો મિત્ર એક હતો તે રોજ કહેતો કે તારે વિષે વાત છે કે તેં તારા કાકાને ઝેર આપ્યું ને કોઈને ત્યાં ગયો ત્યાં બધાને પૂંઠ કરીને બેઠો અને અતડો રહ્યો.

વર્ષ પછી મારી સાથે કંઈ તકરાર થઈ એટલે એ જ મિત્ર ઉપરના વિશેષણ મને લગાડવા માંડ્યો–આવા દોસ્તો આજના."

અજીત બોલ્યો, "અચ્યુત, આજે અમદાવાદથી પત્ર આવ્યો છે."

"શું લખે છે?"

"શારદાને લઈને આપણને બોલાવે છે."

"શારદાનું પણ કામ છે?" "હા," "તો જઈએ આપણે બધા." "હા, પણ પૈસા ક્યાં!"

અચ્યુત ઊભો થયો, "બોલ કેટલા જોઈએ?" "પચાસ રૂપિયા." અચ્યુત શાંત થઈ ગયો. "હાલ તુરત તો મારી પાસે નથી પણ લઈ આવું ક્યાંકથી! કાગળ ક્યાં?"

"આ રહ્યો, પણ પુરુષોત્તમ બોલી ઊઠયો," મારાથી શું કરવા છાનું રાખો છો? હજુ મારા ઉપર વિશ્વાસ નથી આવતો. હું તમારી સાથે જોડાઉં નહિ પણ કોઈને કહી દઉં એવો નથી......"

"વખતે જાણ્યે અજાણ્યે બને."

"શારદા બહેન હસે છે મારી સામે પણ."

"હું કાંઈ હસતી નથી."

"પણ તમારામાં જરાએ ચાલાકી નથી. તમે પારકાંને પોતિકાંનો ભેદ જ પાડી શકતા નથી. કોઈ માણસ હસમુખો હોય તો તમે કહો છો કે આનામાં કંઈ કામ કરવાની શક્તિ નથી." "બરાબર, ખરું છે." પુરુષોત્તમે આગળ ગબડાવ્યું, "જુઓ તમને પૈસાની જરૂર છે. અચ્યુત પાસે પૈસા નથી "બોલો હું લઈ આવું?" અચ્યુત પાસે આવ્યો ને બોલ્યો, "કંઈજ જરૂર નથી હું ગમે ત્યાંથી લાવીશ. મારા

પગારના અગાઉથી લઈને આપીશ. પણ અજીત! કાગળ લાવો. વાંચીએ."

અજીત થોડીવાર અબોલ રહી ઊભો થયો. પાટલૂનની ધડ સીધી કરીને વાંકા વળીને કાગળ બૂટના તળિયામાંથી કાઢયો. બે ચાર ફૂંક મારીને કાગળ અચ્યુતને આપ્યો. તેણે લઈને વાંચીને શારદાને આપ્યો. શારદાએ પણ ઊભા થઈને વાંચ્યો ને અચ્યુતને પાછો આપ્યો. અચ્યુતે પુરુષોત્તમ લાંબો હાથ કરીને ઊભો હતો તેને આપ્યો. વાંચીને પછી ટેબલ ઉપર મૂકયો કે તરત જ અજીતે દીવાસળી સળગાવી, કાગળ હાથમાં ઊંચો કરીને સળગાવી દીધો. અને રાખ હાથમાં રાખીને સગડીમાં નાખી. બધા જ જોઈ રહ્યા. અજીત ધ્યાનમગ્ન હતો. પુરુષોત્તમ અકળાયેલો લાગતો હતો. શારદા તો જાણે કથામાં બેઠી હોય એવું લાગ્યું. બે મિનિટ બધા અબોલ રહ્યા. પુરુષોત્તમ પછી બોલ્યો, "માતૃ–ભૂમિના સેવાયજ્ઞમાં મારી સેવા નથી સ્વીકારવી? ફૂલ નહિ તો ફૂલની પાંખડી હું જરૂર આપીશ."

અચ્યુત લાલચોળ થઈ ગયો. વીસ પચીસ રૂપિયા માટે આવું વિશેષણ સાંભળી તે ચિડાયો અને તેનો પિત્તો ઊછળ્યો, "જાઓ, મારે એક પાઈ પણ જોઈતી નથી; લેવી નથી અને પૈસા તો હું પાતાળમાંથી પેદા કરીશ. મારે કોઇની મદદની જરૂર નથી."

પુરુષોત્તમ બોલ્યો, "તમે ક્રાંતિવાદી હશો પણ લોકપ્રિય નથી." "એમ જ કહોને કે હું મૂડીવાદી છું! તમે જાણો છો કે મારું કુળ ઊંચું છે અને હું મારું કુળ જાણું છું." "પુરુષોત્તમ બોલ્યો," આજે કેમ બધા જ અવળો અર્થ કરો છો? ભાસ્કરભાઈની ધરપકડથી તમે જરા ગભરાયેલા લાગો છો. પણ એ તો રોજના બનાવ બન્યા કરશે." શારદા બોલી, "હા, તે તો બહુ છૂપા કાર્યમાં માનતા જ ન હતા. આપણે તેની કોણ વાત કરનાર કે ખોડ કાઢનાર?" "હા બહાદુર ઘણા, પણ સાથે કામ કરનારાનો કંઈ વિચાર કરવો કે નહિ?"

અજીત બોલ્યો, "કેમ જાણ્યું કે વિચાર નહિ કર્યો હોય ?"

"ભાસ્કર મહેતા જેટલું શુદ્ધ ચારિત્ર્ય તો કોઈનું બતાવો, હા તમારા જેવા બીકણ નહિ ને ઘડી ઘડીમાં "ધાડ"થી ડરવાવાળા નહિ, એટલું જ."

અચ્યુત વચ્ચે પડ્યો "ભાઈઓ અને બહેનો, હવે એ વાત જવા દો." પુરુષોત્તમે વિષય બદલ્યો.

"અરે આજે તો પેલા વિવેચક મળ્યા હતા. બસ નવું જ તે સારું. જૂનું તે બધું નકામું. વિજ્ઞાન જુઓ કે ગણીત તપાસો. બધામાં જ જૂનું નકામું." અજીત બોલ્યો, "સારું નવજુવાનોને ફાયદાકારક છે."

પુરુષોત્તમ બોલ્યો, "ઠીક જાઉં છું. આજે કંઈ ગમત પડતી નથી" જેવો બહાર જવા જાય છે ત્યાં એક સુંદર ભાવવાહી તથા સત્તાવાહી અવાજ કાને પડ્યો, "અચ્યુતજી છે કે ઘરમાં ?"

બધા જ એક બીજાની સામે જોઈ રહ્યા. ફરીથી તે જ અવાજ આવ્યો. અચ્યુતે જવાબ આપ્યો, "કેમ ? છે ઘરમાં આવો." બારણું ધીમેથી ઊઘડ્યું અને સુંદર સેંથો પાડેલો એક માણસ દાખલ થયો. શરીરે ઊંચો, સશક્ત બાંધાનો, સુંદર સુટમાં તે સજ્જ થયેલો હતો. તેના દેખાવથી જ બધાને સારી અસર થઈ હતી. અને એક સાથે અચ્યુત, અજીત, શારદા અને પુરુષોત્તમે ઊભા થઈ વંદન કર્યાં.

# પ્રકરણ ૩ જું

## ગંગાદાસ શેઠના

સુઘડબંધ કપડાં સાથે આવનાર નવો માણસ, સીધો જ અચ્યુત પાસે ગયો અને બોલ્યો. "મી. અચ્યુત, આપણે તો તે દહાડે ઑપેરા હાઉસમાં "નરસી મહેતા હરિભક્ત" માં મળ્યા હતા. આજે તમારી જાહેર ખબર આવી છે તે બાબતમાં હું મળવા આવ્યો છું. અને આ બેન અને ભાઈઓને ખાસ વાંધો ન હોય તો......"

અચ્યુત બોલ્યો "જરાએ નહિ. તમે અહીંયાં બેસો. નવા ગૃહસ્થે બધાને પ્રણામ કર્યા. પણ એક જ ખુરસી ખાલી હતી અને બીજા ઊભા હતા તેથી પોતે બેઠો નહિ. શારદા અને અજીત પ્રણામ કરીને બહાર ગયા. શારદા જતાં જતાં અચ્યુત પાસે આવી તેને પ્રણામ કરી બહાર ચાલી ગઈ. પણ પુરુષોત્તમ તો બેસી જ રહ્યો. મળવા આવનારની સામે જોઈ તે હસ્યા કરતો હતો.

નવા આવનારનું નામ ગંગાદાસ શેઠના હતું તેને "અચ્યુત" સાથે મેળાપ ઉપર કહ્યું તે પ્રમાણે ઑપેરામાં થયો હતો. અચ્યુત તે દિવસે નાટ્યગૃહ ઉપર ટિકિટ લેવા ગયો. અચ્યુત બે રૂપિયા વાળી ટિકિટ લેવાનો હતો તેટલામાં કોઈ બીજાએ પાછળથી દશ રૂપિયાની નોટ ફેંકીને કહ્યું કે, "મને દશ રૂપિયાની એક ટિકિટ આપો. જલદી કરો. બીજાને તો પૈસા પાછા આપવાના હશે. મને ટિકિટ જ જોઈએ છે."

અચ્યુત બોલ્યો "મને પણ સ્ટોલ્સની રૂપિયા દશની ટિકિટ જોઈએ છે." એમ કહી ગજવામાંથી બીજા પાંચ રૂપિયા છૂટા કાઢ્યા ને "મોટા માણસ"ને બેસવાની ટિકિટ ખરીદી દશેદશ રૂપિયા—તેની બધી મૂડી તેણે ખર્ચી નાખી. પણ કહેવાતા ઊંચા વર્ગમાં બેસવા માટે તેની પાસે સારાં કપડાં ન હતાં. બૂટ પણ ખરડાયેલા હતા. એટલે તેને પોતાને બહુ જ કંટાળો આવવા માંડ્યો. નાટકશાળામાં તેની જોડે કોઈ સરદાર બેઠેલા હતા. અને બીજી બાજુએ મી. શેઠના બેઠા હતા. સરદાર તો ઘડી ઘડી અચ્યુત સામે જોયા કરતા હતા. શેઠના પણ કોઈ કોઈ વાર તેની સામે જોતા. તેની આસપાસ બેઠેલા બધા જ કહેવાતા મોટા લોકો હતા અને એક બીજાને ઓળખતા હોવાથી 'અચ્યુત' તરફ બધા ઇશારા કરી હસતા હતા. અચ્યુત જાણે પોતે 'અછૂત' હોય એવો લાગતો. સુંદર નૃત્ય અને અભિનયમાં તેનું ધ્યાન રહ્યું નહિ. અને એટલામાં "ઇંટરવલ" પડ્યો. મી. શેઠના તેની સાથે વાતે વળગ્યા અને નવયુવાનના પ્રતિનિધિ તરીકે તેનો અભિપ્રાય પૂછ્યો. પહેલાં તો અચ્યુતે ગભરાતાં ગભરાતાં જવાબ આપ્યો, પણ પછી મનમાં ચિડાયો, "શા માટે હું ગભરાઉં છું? હું માણસ નથી?" ને પછી છૂટથી અભિપ્રાય આપવા લાગ્યો. મુનશીજીનો તે ખાસ અનુયાયી જેવો હતો. તેમનાં પુસ્તકોનો તે અઠંગ અભ્યાસી હતો અને આ નાટક ઉપર તેણે છૂટથી અને જરા મોટેથી અભિપ્રાય આપવા માંડ્યો. એટલે પાસે બેઠેલા બધા જ તેની સામે જોઈ રહ્યા. ત્યાર પછી બીજા "ઇંટરવલ" સુધી બેઉ મૂંગા રહ્યા. આ વખતે નાટકની વાત ન નીકળી પણ વિજ્ઞાન અને રાજકારણની વાતો નીકળી. તેમાં અચ્યુતે હાલની મહાસભાની નીતિ તથા ત્યાગ વિષે બહુ જ દઢતાથી પોતાના વિચારો જણાવ્યા. પાસે બેઠેલા સરદાર તો ડઘાઈ જ ગયા. નાટક પૂરું થયા પછી અચ્યુતની શેઠનાએ રજા લીધી. પણ નામ પૂછ્યું નહિ. ગાડીની રાહ જોતા મી. શેઠના એક કુમાર સાહેબ સાથે અથડાયા. તેણે કહ્યું, "મી. શેઠના, એ કોણ હતું

તમે વાત કરતા હતા તે ? તમે ઓળખો છો એને ?" "ના"
"અરે એતો મારો અણધાર્યો ભાઈ–સાવકો ભાઈ સમજ્યા ને ? અમે એને દરમહિને રૂપિયા મોકલાવીએ છીએ. મારા બાપાએ તેને સારી કેળવણી આપી છે, પણ તદ્દન ચક્રમ લાગે છે. તે તો સામ્યવાદી થઈ ગયો છે એટલે અમે બધો વ્યવહાર બંધ કર્યો છે."

કુમાર સાહેબ એટલું બોલી ચાલી ગયા ને બીજે દીવસે શેઠનાએ જાહેરખબર જોઈ એટલે સરનામું શોધતા શોધતા આવી પહોંચ્યા, તેણેજ વાતની શરૂઆત કરી.

"મારું નામ શેઠના. જાહેરખબરમાં તમે લખાવ્યું છે કે તમને એક જગ્યા જોઈએ છે. હું પરણેલો છું અને આઠેક વર્ષનો મારે છોકરો છે. બહુ જ બુદ્ધિશાળી છે. ઉનાળામાં અમે બહારગામ જઈને રહીએ છીએ. હિંદી, ઇતિહાસ ને વ્યાકરણ શીખવવા અમારે શિક્ષક જોઈએ છીએ. અમારું ઘર મોટું છે, હવા પણ સારી છે, પાસે નદી છે અને તમને ફાવે એવું છે. કહો તો ટર્મ્સ નક્કી કરીએ."

અચ્યુત તેની સામે જોઈ રહ્યો. તેનું તેજસ્વી કપાળ અને તેના વાણીપ્રવાહથી તે ચકિત થઈ ગયો.

"આ કેમ આવ્યો હશે ? મારામાં એણે શું જોયું હશે ?" તે વિચારમાં પડી ગયો ને જલદી જવાબ ન આપી શક્યો. શેઠનાને લાગ્યું કે ત્રીજા માણસની હાજરીમાં તે બોલતો નહિ હોય. એટલે નિરાંતે તેની સામે જોઈ રહ્યો. અચ્યુત ચમક્યો. અને ગભરાટમાં જવાબ આપવા માંડ્યો, "હા. બરાબર, મને આશ્ચર્ય એ થાય છે કે મારી કંઈ લાગવગ વગર ફક્ત નાટકશાળાના અભિપ્રાય ઉપરથી આપ......"

"નહિ, અચ્યુતજી, તમે ભૂલ કરો છો. હું મારા અભિપ્રાય માટે તો મગરૂર છું. અને બીજું એ કે હું તમારા અભિપ્રાય સાથે મળતો થયો છું. હોય, કેટલાકમાં જરાક મતભેદ — ઉમ્મરને લીધે — હોય, પણ" પાછો તેનો વાણી રૂપી ઝરો છૂટવા માંડ્યો, "મારા પત્ની પણ તમારા મતને મળતા થાય છે કારણ કે તે મારા કરતાં નાનાં

છે. વળી જ્યારે બોક્ષ નંબરને બદલે તમારું નામ ઠેકાણું વગેરે છાપામાં વાંચ્યું, ત્યારે એમ જ માન્યું કે દૈવની ગતિ જ આપણને પાછા મેળવવાની છે. ભલામણ કે લાગવગથી માણસ રાખવામાં હું માનતો જ નથી. મને તમે પસંદ પડી ગયા છો. કેમ આવશો ને ?" અચ્યુત આ પ્રવાહ સામે ન ટકી શક્યો ને બોલ્યો "આવીશ, જરૂર આવીશ પણ એક વાત પૂછી લઉં. હું તમારા પુત્રને ભણાવું, પણ કાયમની જવાબદારી ન લઉં, તેમાં તો મારી સ્વતંત્રતા ઉપર તરાપ આવે."

ગંગાદાસ શેઠનાએ કહ્યું, "તેની કંઈ ફિકર કરતા નહિ. તમારી જગ્યા જુદી છે. હવે આપણે પગાર ઠેરવવાનો રહ્યો. માસિક રૂપિયા બસો અને આવવા જવાનું ભાડું તથા ખર્ચ, બોલો કબૂલ છે ને ?"

અચ્યુત શરમાયો, "આટલા બધા મેં ધાર્યા જ ન હતા." શેઠનાએ કહ્યું, "ત્યારે તો આ બાબતનો નિકાલ થઈ ગયો અને હવે તમને મારા ઘરના જ માણસ તરીકે ગણું ને ? જુઓને આપણે બંને એક બે દિવસમાં નીકળીશું. આજથી તમારો મહિનો ગણાવવાનો શરૂ થશે, મારી પત્ની તથા પુત્ર તો ક્યારના નીકળી ચૂક્યા છે અને સુરત પહોંચી પણ ગયા હશે અને ત્યાંથી ડુમસ જશે, હવે આપણે બે છડેછડા મોજથી જઈશું, આ રહ્યું મારું કાર્ડ. તેમાં મારું સરનામું છે. કાલે બપોરે બાર વાગ્યે મને મળી જજો. કેળવણી વિષેના મારા વિચારોની વાતચીત કરશું અને (જરા ધીમેથી) કંઈ પણ પૈસા જોઈતા હોય તો શરમાતા નહિ. મહિનાનો પગાર અગાઉથી જોઇએ તો ઉપાડી લેજો. કેમ, કંઈ જોઈએ હમણાં ?"

"હું કાલે બપોરે કહીશ. વંદેમાતરમ્. હા, પણ મારું નામ તમને કોણે કહ્યું ?"

"કુંવર મહારાજસિંહે. તમારા કંઈક સગા થાય છે એમ કહેતા હતા." "મહારાજાના એડીકાં સાહેબ ?"

"હા" અચ્યુતના મોં ઉપર શરમના શેરડા પડવા માંડ્યા અને ટોપી ઘુમાવતા ઘુમાવતા ગંગાદાસ શેઠના બહાર પડ્યા.

# પ્રકરણ ૪ થું

## અચ્યુત પોતે

ગંગાદાસ શેઠના હજુ બહાર ગયા નહિ તેટલામાં પુરુષોત્તમ કૂદી ઊઠયો ને અચ્યુતને મુબારકબાદી આપવા માંડયો, "ઓળખ્યા આ આવ્યા તેને? ભવિષ્યના મુખ્ય પ્રધાન." "મેં તો પહેલી જ વાર જોયા ને સાંભળ્યા." "તે જ આપણી ભૂલ છે. આપણે ઘણાને ઓળખતા નથી. આપણે આખી પૃથ્વીને ઊંધી ચત્તી કરવાનો વિચાર કરીએ છીએ પણ આપણા બે ત્રણ મિત્રો સિવાય દુનિયામાં કોઈને ઓળખતા નથી ને સાંકડી ગલીમાં ઊભા રહી આપણા જ મિત્રો સાથે ધક્કા ધક્કી કર્યા કરીએ છીએ."

"માફ કરજો પુરુષોત્તમ, તમારી વાત સાચી નથી; આપણે દુશ્મનની છાવણીમાં જતા નથી એ ખરું. પણ જનતામાં તો ખૂબ હળીએ મળીએ છીએ". પુરુષોત્તમ બોલ્યો, "દુશ્મન! દુશ્મનને પીઠ બતાવવી, તેની સામે પણ ન જોવું, તેને બોલાવવો પણ નહિ, એ તો મૂર્ખાઈ છે. સિંહને મારવો હોય તો જંગલમાં જવું પડે. તમારે તો બધા લોકોમાં ભળવું જોઈએ. બહારવટિયાઓ જંગલમાં ભરાઈ જાય તેમ તમારે પણ જનસમૂહમાં ભળવું જોઈએ. સમૂહ (માસીઝ)ની વાત ખૂબ કરો છો, તેને નામે જંગ જગાવો છો પણ તેને મળતા જ નથી એ શું?"

"ત્યારે કરવું શું?"

"કરવું શું! અસલમાં જગન્નાથજીનો રથ નીકળતો ત્યારે કેટલાએ જણ તેની નીચે કચરાઈ જવા કૂદી પડતા અને આનંદથી મરતા. હમણાં પણ આવો જ જગન્નાથનો રથ ચાલે છે તેની નીચે આપણે કચરાવાનું છે અને ત્યાગ કરવાનો છે. પણ તે બધું આનંદ ને શ્રદ્ધા વગર." "પણ આપણે શું કરવું? ઘરને ખૂણે બેસી નવલકથાઓ લખ્યા કરવી?" "નવલકથાઓ તો તમને લખતા આવડે, પણ બીજાનું શું?"

"વહાલા હું તને ચાહું છું" એવી પ્રેમલા–પ્રેમલીની વાતો તો બધા લખે." "હા, હા. એ બધું ઠીક." "ઠીક નહિ. બધું જાણવું જોઈએ. અજીત ભૈયાના ઉપર આધાર રાખી પડી ન રહેવું જોઈએ. તે બિચારા હોય છે તો પ્રમાણિક, પણ બુદ્ધિ ઓછી. તેના બૂટના તળિયા જુઓ. વળી એક મૂડીવાદીની સાથે બોલવું જ નહિ એવી એની રીત."

અચ્યુત બોલ્યો, "અજીતને માટે ગમે તેમ ન બોલો. તે જાડા ગામઠી ચંપલો પહેરે છે, કારણ કે તેના દેશના છે અને સસ્તા મળે છે, અને કોઈને મૂડીવાદીની ગંધ ન ગમતી હોય તો કંઈ ખરાબ ન કહેવાય. બીજું તેનામાં મારા કે તમારા કરતાં આત્મત્યાગ ખૂબ જ છે અને જોઈએ તો તે લડત માટે પ્રાણાર્પણ કરવા તૈયાર છે." પુરુષોત્તમે વાત ફેરવી, "જુઓ, હું સિપાઈ જેવો લાગું છું કે નહિ? તમને આ ગંગાદાસ શેઠના મળી ગયા તે ઠીક થયું. ત્યાં તમને સારી સોસાઈટી મળશે. સ્વરૂપવાન સુંદરીઓનો સહવાસ મળશે. પણ તમે વિલાસી નથી. અને વિલાસ તમારો હેતુ નથી. તમારો હેતુ બીજો જ છે."

"કંઈ મને ખોટી મહત્તા આપવાની જરૂર નથી. હું મારું ભરણ પોષણ કરવાને કમાવા જાઉં છું અને તમારા બધાથી દૂર નાસી જાઉં છું."

"હા. હા. તેથી જ કહું છું કે આ બધું તમારે શીખવાનું છે. પણ મધુરી ખૂશબોનો કેવો મઘમઘાટ આ ભાઈ ઓરડામાં મૂકી ગયા છે. મને લાગે છે કે શાહજહાનના અત્તરના ફૂવારામાંનું જ આ અત્તર લાગે છે."

"પ્રિન્સ ગંભીરસિંહ વિષે મારી સાથે વાત કરતો હતો. ઘણે ભાગે તો તે મારો બધો ઈતિહાસ જાણતો લાગે છે."

"કદાચ નહિ જાણતો હોય, પણ જાણતો હોય તોયે શું? તમે બધાને પહોંચી વળો એવા છો. હવે જય સ્વદેશ, હું જઈશ, મારા લોહીચૂસ મૂડીવાદી શેઠની દુકાને. દરવાજા સુધી જઈને પાછો આવ્યો, "અચ્યુત, તેં મારી ભેટ પાછી વાળી છે. હવે તમને જરૂર નહિ પડે. મને જે મળે તે આપણી લડત માટે કંઈક અર્પણ કરવાની રજા આપ. મેં દશ રૂપિયાની નોટ ટેબલ ઉપર મૂકી છે. જરા સંભાળીને લઈ લેશો?" અચ્યુત મૂંગો રહ્યો. પુરુષોત્તમ બોલ્યો, "ત્યારે સ્વીકારો છો ને? શાબાશ." એમ બોલતો બોલતો તે વિદાય થયો.

અચ્યુત એકલો પડ્યો; તેણે પોતાના કાતરિયા બહારના દાદર ઉપર નજર નાંખી. સૂર્યનારાયણનો પ્રવેશ ત્યાં કોઈ દિવસ થતો નહિ.

અચ્યુત એ કુમાર ગંભીરસિંહના પિતાનો પુત્ર હતો. તેની માતા આ અમીરને ત્યાં શિક્ષિકા હતી. અને જે દિવસે અચ્યુતનો જન્મ થયો તે દિવસે મરણ પામી. તેને પંચગની હાઈસ્કૂલમાં મૂકીને ભણાવ્યો. પછી તો તે મુંબઈની કોલેજમાં દાખલ થયો. તેને બી. એ. થઈને એલએલ. બી. નો અભ્યાસ કરવાની મરજી હતી. પણ વકીલો "રાજદ્રોહી" થાય છે એવો ઊંધો ખ્યાલ તેના પિતાને હોવાથી તેને એમ.એ. ઈતિહાસ લઈને થવાની ફરજ પાડી. વરસમાં ફક્ત ચાર વાર તેના પિતા તેને મળતા. પણ તેની કાળજી સારી રાખતા. અને મરતી વખતે તેની માતાની કાયમ યાદમાં રૂા.

૧૫૦૦૦) પંદર હજાર મૂકતા ગયા. આનું વ્યાજ ફક્ત અચ્યુતને મળતું અને બધા તેને "એલાવંસ" કહેતા. પુરુષોત્તમ આ બધું જાણતો તેથી તેને મોટો માણસ કહેતો. તેના નાજુક હાથ, પગ અને કાન, સુંવાળી ચામડી, ગૂંછળિયાવાળા વાળ, તેનો સુંદર અવાજ અને જરા કંઠસ્થાની ઉચ્ચારો એ બધું તેનો કોઈ ઊંચા કુળમાં જન્મ થયો હોય એમ બતાવી આપતું હતું. તેનું મગજ હંમેશાં ગરમ રહેતું અને જ્યારે તે બોલતો ત્યારે ત્રીજા સપ્તકમાંથી જ સૂર કાઢતો. તે શુદ્ધ મનનો પણ આગ્રહી હતો. બહાદુર અને બીકણ બેઉ હતો. અને પશ્ચાત્તાપી પાપીની માફક તેના મહાત્માપણાથી શરમાતો અને આદર્શવાદની સામે તે થતો. પણ તેનું અંતઃકરણ પ્રેમાળ હતું. તેના પિતાએ તેને ઇતિહાસ અને વિજ્ઞાન લેવડાવ્યું એટલે તે તેની સામે ક્રોધે ભરાયા કરતો. અને રાજદ્વારી બાબતોમાં રસ લેતો અને ક્યારે ક્યારેક કાવ્ય પ્રદેશમાં ચઢી જવાનો ગુનો કરતો. એક નોટબૂક તે હંમેશાં સંતાડી રાખતો અને કોઈ મિત્રને તેના આ પાપની ગંધ આવતી નહિ. ફક્ત પુરુષોત્તમ જ જાણતો. કોઈ પણ માણસ તેની કવિતા વિષે કંઈ કહે તેથી તેને ખૂબ જ લાગી આવતું. તેના મરાઠી શિક્ષકે તેને ઘણું શીખવ્યું હતું. અને સખત મહેનતથી તે બીતો ન હતો. મિત્રોનો તે માનીતો હતો. પણ પોતાનું જીવન તેને અકારું અને ખારું લાગતું હતું.

આમ વિચારો કરતો અચ્યુત બારી આગળ ઊભો રહ્યો. શોકમય વિચારો—હવે પછીનું જીવન—બહારગામની મુસાફરી—નવી દુનિયા, જીવનમાં ફેરફાર—એ બધાં ઉપર વિચારમગ્ન થતાં તેના ચહેરા ઉપર શોકનું વાદળ છવાઈ ગયું. મુંબઈ છોડવાનો તેને વિચાર ન હતો. "વાહ, હું પણ એક સારો પંતુજી બનીશ ! શું છેવટે પંતુજીનું જ જીવન મારે માટે નિર્માણ થયું હશે ?" અચ્યુત સંસ્કારી હતો. અને તેના આવા વિચિત્ર સ્વભાવ છતાં બાળકો તેની આસપાસ

વીંટળાતા. અચ્યુત એટલા બધા વિચારમાં મગ્ન થઈ ગયો હતો, કે આસપાસની ચીજોનું તેને ધ્યાન રહ્યું નહિ. તેણે પેલી પુરુષોત્તમે મૂકેલી દશ રૂપિયાની નોટ લીધી, ખીસામાં મૂકી અને અમથો અમથો ફરવા માંડ્યો. "સો રૂપિયા મારે એડવાન્સ લેવા. સો રૂપિયા મારા પેલા "ભાઈ" પાસેથી મળશે. પચાસ મારા દેવાના આપવા પડશે. પચાસ સાઠ મુસાફરીના. બાકીના સો અજીતને આપીશ. વળી બીજા દશ હમણાં જ પુરુષોત્તમ મૂકી ગયો અને આમ વિચાર કરતો એક ખુરસી ઉપર પડ્યો ને ઉપરની છત સામે જોઈ વિચાર કરવા લાગ્યો. ત્યાં તો શારદા ધીમેથી આવી તેની તેને ખબર પડી નહિ. એક જૂની નોટબૂક કાઢીને તે લખવા બેઠો. ત્યાં તો તેનું ધ્યાન શારદા સામે ગયું. નોટબૂક પાછી ટેબલના ખાનામાં મૂકી બોલ્યો:

"કોણ, શારદા, તમે છો?"

"હા. અજીતે મને મોકલી છે. પૈસા જો આજ મળે તો અમે આજ સાંજે જ કલકત્તા કોંગ્રેસમાં હાજરી આપવા નીકળીએ."

"આજે તો નહિ બને. કાલે આવશો?"

"ક્યારે?"

"બે વાગ્યે."

"ઠીક, માફ કરજો, મેં તમારા કામમાં ભંગ પાડ્યો. પણ હું તો જાઉં છું કલકત્તા. ક્યાં પકડાઈશ, ક્યાં જઈશ, બિલકુલ ખબર નથી. અને પછી કોણ જાણે ક્યારે મળશું? વારુ. આ છેલ્લી વિદાય સમજી લ્યો." અચ્યુત ઊભો થયો. તેનો હાથ તેના હાથમાં લીધો અને બોલ્યો: "જુઓને, હું તો પેલા "ભાઈસાહેબ" સાથે જવાનો છું અને સુરત પાસે કે એટલામાં જ રહેવાનો છું." "એમ? તો અમે પણ સુરત જ જવાના છીએ અને બારડોલી કંઈ બહુ દૂર નથી. કોઈ કોઈ વખત મળતાં રહેજો." એમ બોલી તેનો હાથ ધીમેથી છૂટો

કરી શારદા બહાર ચાલી ગઈ. અચ્યુત બડબડયો, "કાળા વાદળમાં એક જ રૂપેરી દોરો" પણ તેનો વિચાર પડતો મૂકી મુસાફરીની તૈયારી કરવા લાગ્યો.

બીજે દિવસે સવારે અચ્યુત શ્રીયુત ગંગાદાસ શેઠનાને ત્યાં ગયો. ત્યાં ગંગાદાસ શેઠના એક ટેબલ ઉપર કાગળિયાં ને પુસ્તકોના ઢગલામાં બેઠા હતા. અચ્યુતને તેમણે એક કલાક સુધી સુંદર ભાષણ આપ્યું. સો રૂપિયા ખીસામાં લઈ અચ્યુત પાછો આવ્યો ને ૧૦ દિવસ પછી, બી. બી. એંડ સી. આઈ. ના ગાદીવાળા રીઝર્વ્ડ ડબામાં સુરત તરફ જવા નીકળ્યો.

# પ્રકરણ ૫ મું

## ગંગાદાસનું ઘર

**ગંગાદાસના** પિતાશ્રીના બાંધેલા ભવ્ય દિવાનખાનામાં હાલના જમાનાનાં બધાં જ નવીન સાધનો હતાં. ગંગાદાસના પત્ની મનોરમા બહેનને, તેના પતિના આગમનનો તાર મળી ગયો હતો. તે તેની રાહ જોતી દિવાનખાનામાં બેઠી હતી. દિવાનખાનું તદ્દન છેલ્લામાં છેલ્લી ઢબથી શણગાર્યું હતું. ભીંતો ઉપર ટાંગેલાં સુંદર ભાવવાહી ચિત્રો, ત્રાંબા પિત્તળની ફૂલ–દાનીઓ અને આસપાસના એક જ રંગના સોફા તથા ખુરશીઓ આ બધાં એવી ખૂબીથી ભીંતના રંગને મળી જતાં હતાં, કે આખો દેખાવ એક સુંદર દૃશ્ય લાગતો હતો. શાંત, ઠંડો, મીઠો પવન ખુલ્લી બારીઓમાંથી આવતો હતો. આખું દિવાનખાનું એક સુંદર ભાવવાહી ચિત્રનો ભાગ હોય એમ દેખાતું હતું. તેની વચ્ચે સ્વરૂપવાન મહારાણી જેવી લાગતી, મનોરમા—ત્રીસેક વર્ષની, જરાક ઊંચા બાંધાની, કાળા ભ્રમર જેવા વાળવાળી અને મખમલનાં પોપચાંરી આંખોવાળી મનોરમા—અત્યંત ખૂબસુરત લાગતી હતી. તેના ખભા વધારે ચોરસ લાગતા હતા અને હાથ નાજુકને બદલે જરા રાઠોડી દેખાતા હતા. તે છતાં એ આખાએ ગૃહની રાણી જેવી લાગતી હતી. એક નાનો નવ વર્ષનો, સુંદર ગૂંછળિયા વાળવાળો છોકરો દોડતો દોડતો આવ્યો અને તેને જોઈને એકદમ ઊભો થઈ રહ્યો.

મનોરમાના ગળામાંથી રૂપેરી ઘંટડી જેવો અવાજ નીકળ્યો:

"કેમ શું જોઈએ છે, બકુલ?"

"કંઈ નહિ મા. મને છે ને તે નિર્મળા ફોઈએ જરા ગુલાબના ફૂલ લેવા મોકલ્યો હતો. તેને પૂજામાં એકે ફૂલ નથી."

મનોરમાએ છોકરાને પાસે બોલાવી ખોળામાં લઈ કહ્યું, "જા, ફોઈબાને કહે કે માળી પાસે ફૂલ મંગાવી લો. જો અહીંયાં તો મેં ગોઠવ્યા છે, ત્યાંથી આપું તો બધી મહેનત પાણીમાં જાય. કહેશેને બરાબર?" "જરૂર કહીશ" બકુલે જવાબ આપ્યો. "બોલ શું કહીશ?" "હું કહીશ કે કે તમને ફૂલો જોઈતા નથી." મનોરમા હસી પડી, "હજુ તારી ઉમર નાની છે. પણ જેમ ઠીક લાગે તેમ કહેજે." બકુલ માને વંદન કરી ચાલી ગયો. મનોરમા તેની પાછળ જોઈ રહી. નિશ્વાસ નાખ્યો, ને પછી સોનેરી પાંજરા આગળ જઈ પોપટને બોલાવવા લાગી. આંગળીના ટેરવાથી જરા પોપટને ચીડવ્યો. પછી એક નાના કોચ ઉપર પડી. અને જૂના "ગુજરાત" ના પાના ફેરવવા માંડી. એક અદબથી ખાધેલા ખોંખારાએ તેનું ધ્યાન ખેંચ્યું. બરાબર યુનિફોર્મમાં સજ્જ થયેલો એક નોકર આવીને ઊભો હતો. મનોરમાએ ધીમા અવાજે પૂછ્યું:

"કેમ લક્ષ્મણ શું છે?"

"જી. શેઠ કમળનયન આવ્યા છે."

"બોલાવો તેને અહીંયાં અને વિશુને કહે કે બા બોલાવે છે."

શ્રીમતિ મનોરમાએ "ગુજરાત"ની ફાઈલો ટેબલ ઉપર પાછી મૂકી અને આકાશ તરફ આંખો માંડીને જાણે "વિચારમગ્ન"-નો પોઝ આપતી હોય તેમ બેઠી. આ પોઝથી તે બહુ જ સુંદર દેખાતી હતી.

શેઠ કમળનયન બત્રીસ વર્ષના હતા. તેની ચાલ બહુ ધીરી કે ઉતાવળી ન હતી. તેણે ઘરમાં આવીને શ્રીમતિ મનોરમાને હસતાં હસતાં વંદન કર્યું. અને બહુ ધીરાયે નહિ ને બહુ મોટાયે નહિ એવા

અવાજે વાતચીત શરૂ કરી. તેની આવી સુંદર રીતભાતથી તે એક સુધરેલા શહેરી અને પ્રવાસમાં પ્રવીણ થયેલા ગૃહસ્થ જેવો લાગતો. તેના ઉપરના ખીસામાંથી રંગીન ત્રિકોણ રૂમાલ બહાર દેખાતો હતો. તેણે છેલ્લામાં છેલ્લી ઢબનો અંગ્રેજી પોષાક પહેર્યો હતો. તદ્દન ક્લીનશેવ તે રહેતો અને એક ઝીણી સોનાની સાંકળી સાથે એક આંખનો ચશ્મો, ઘડીકમાં તે પહેરતો અને ઘડીકમાં તે લટકતો રાખતો.

તેનો દેખાવ જરા કોમળ હતો. આંખો કમળનયનના નામને લાયક કમળ જેવડી મોટી હતી. નાક નાનું પણ જરા ચીબું હતું. હોઠ હંમેશાં લાલ રહેતા. તે ખૂબ વાતોડિયો હતો અને રમૂજી હતો. પણ જો કોઈ તેના ધાર્મિક, સાંસારિક કે રાજદ્વારી સિદ્ધાંતો વિરુદ્ધ બોલતું તો તે ગુસ્સે થઈ જતો અને બ્રહ્માનું પાંચમું મુખ ખૂલતું. તેવે વખતે તેની સફાઈ, સુઘડતા, બધુંયે અદૃશ્ય થઈ જતું.

તેનું મૂળ કુટુંબ તો માળીમાંથી ઊતરી આવ્યું હતું. તેના દાદાની અટક જે ગામમાં જન્મ્યા ત્યાંના નામ ઉપરથી મઢીવાળા પડ્યું હતું. તેના પિતાએ તે નામ મઢીકર ફેરવ્યું હતું અને કમળનયને તેની અટક મયેકર કરી હતી. કમળનયન શ્રીમંત હતા અને એમને મિત્રો પણ ઘણા હતા. બધાજ તેને એક આશા આપનાર યુવક તરીકે ઓળખતા. તેને શબ્દે શબ્દે અંગ્રેજી ભાષા વાપરવી પડતી અને તે કહેતા કે તેને તે વગર ચાલતું જ નહિ. તે બોલ્યા, “મને લાગ્યું કે આપના પતિદેવ હવે તો આવી ગયા હશે.” “નહિ તો તમે નહિ આવત એમ કે?” મનોરમાએ સીધો જવાબ માંગ્યો. “શ્રીમતિ મનોરમા, તમે એમ કેમ કહી શકો?” “કાંઈ નહિ. બેસો. મારા પતિદેવ હમણાં જ પધારશે. મેં તેમને તેડી લાવવા માટે સ્ટેશને ગાડી મોકલી છે. બેસશો તો હમણાં જ આવી પહોંચશે. કેટલા વાગ્યા છે?”

કમળનયને કોટના ખીસામાંથી એક સોનાનું મોટું ઘડિયાળ બહાર કાઢી અને શ્રીમતિ મનોરમાને બતાવીને કહ્યું, "અઢી વાગ્યા છે. આ ઘડિયાળ દેશી રાજ્યના કવિ રાજાના કુંવરે મને ભેટ આપ્યું છે. આ રહ્યું તેનું નામ. અમે સાથે શિકાર કરવા જઈએ છીએ. સમર્થ રાજકર્તા છે. લોખંડી હાથવાળો છે. એવા રાજકર્તાની આપણને ખાસ જરૂર છે. આ પ્રાંતમાં એવા જોઈએ." "કેમ અહીંના રાજ્યમાં તમને ખામી લાગે છે?" "આ જુઓને લોકલ બૉર્ડ, પ્રાંતિક ધારાસભા, ઠીક છે મારા ભાઈ–મહેતાજી મારે નહિ ને, ભણાવે નહિ. ખોટી ખોટી આશાઓ ઊભી કરે ને કરે કાંઈ નહિ. તમારા પતિદેવ પણ મારું કાંઈ સાંભળતા જ નથી." મનોરમા એકદમ સાવધ થઈ બેઠા થયા, "આ શું? તમે રાજ્યની વિરુદ્ધ બોલો?" "હું? જરાએ નહિ. હું તો જરા ટીકા કરું; પણ હંમેશાં કાયદાને માન આપનારો રહ્યો. રાજ્ય વિરુદ્ધ હું બોલું જ નહિ."

"અને હું ટીકા કરું નહિ; પણ જી હજુર તો કોઈ દિવસ કરું નહિ."

"તે તો ઠીક. મારા મિત્ર જમનાદાસ એક સામાજિક વાર્તા અંગ્રેજીમાં લખે છે અને તે પ્રસિદ્ધ કરવાના છે. મેં જોઈ. બહુ સરસ અંગ્રેજી છે."

"કયા માસિકમાં પ્રસિદ્ધ થવાની છે?" "ઘણું કરીને મોડર્ન ટાઈમ્સમાં–ટાગોરની વાત પ્રસિદ્ધ થાય છે તેમાં" "પણ એ છાપામાં બહુ રસ પડતો નથી." "હા. જરાક એવું થઈ ગયું છે. મને હમણાં તો ગૂજરાતી સાહિત્યમાં કાંઈ રસ જ પડતો નથી. કેટલું બધું સામાન્ય અને લોક સાહિત્ય જેવું થઇ પડયું છે! કોઈ નવલિકામાં તો એક ભટ્ટાણીને મુખ્ય પાત્ર આપ્યું છે. પણ જમનાદાસની નવલકથા તો હું જરૂર વાંચીશ. તેમાં તો તેણે બધા હિંસાવાદીઓ, ક્રાંતિવાદીઓ, ત્રાસવાદીઓને એવા તો ઝાડયા છે..."

મનોરમા બોલી, " મી. મચેકર, તમે આટલા બધા શબ્દો અંગ્રેજી ભાષાના કેમ વાપરો છો ? તે એક વેળા ફેશન હતી પણ હવે તો એમ કરવાથી મશ્કરી થાય છે." "શ્રીમતિજી, હું તમારા જેટલો ગુજરાતી ભાષા ઉપર કાબૂ ધરાવતો નથી. મને ગુજરાતી ભાષા માટે માન છે." "તો પછી કેમ બરાબર શીખતા નથી ?" "મને ટેવ પડી ગઈ છે તે એકદમ કેમ જાય ? ઠીક, પેલા કેમ દેખાયા નહિ ?" મનોરમાએ ઘંટી વગાડી નોકરને બોલાવી કહ્યું, "મેં વિશુને બોલાવવા મોકલ્યો હતો તે કહી આવ્યો ?" નોકર જવાબ આપે તે પહેલાં તો એક નાજુક સ્ત્રી હસતી રમતી આવીને દરવાજામાં ઊભી રહી. તેનું નામ જ વિશુ — વિશાલખા.

## પ્રકરણ ૬ ઠું

## મામી મનોરમા

"હું દિલગીર છું મનોરમા મામી, હું જરા કામમાં હતી તેથી જલદી અવાયું નહિ." વિશાલખાએ નવા આવનાર કમળનયનને નમસ્કાર કર્યા અને એક ખૂણામાં પોપટના પાંજરા આગળ જઈને નાના સ્ટૂલ ઉપર બેઠી. પોપટ તેને જોઈને પાંખો ફફડાવવા લાગ્યો.

મનોરમા તેની સામે જોઈ બોલી: "વિશુબહેન એટલા બધા દૂર જઈને કેમ બેઠા? તમારા નાના દોસ્તદારની પડખે જઈને બેસવું છે તેથી? જુઓ કમળનયન, અમારો પોપટ તો હરખાઈ હરખાઈને વિશુબહેનને જ જોયા કરે છે!"

"મને તેમાં કંઈ આશ્ચર્ય જેવું લાગતું નથી." "પણ મને જુએ છે કે જાણે બારમો ચંદ્રમા." "કેવું વિચિત્ર તમે તેને ચીડવતા હશો?" "ના રે, કોઈ દિવસ નહિ. હું તો મીઠું મીઠું ખવડાવું છું પણ મારા હાથમાંથી જરાએ લેતો નથી. પ્રાણીને પણ સહાનુભૂતિ ને વિરોધ હોય છે?" વિશાલખા મનોરમાની સામે તાકીને જોઈ રહી. મનોરમા પણ તેની સામેજ જોઈ રહી. બે સ્ત્રીઓની આંખો સામસામી વઢી રહી.

તેની મામીની સરખામણીમાં વિશાલખા વધુ દેખાવડી દેખાતી

હતી. તેનું મોઢું ગોળ, નાક ગરુડના જેવું, મોટી તેજસ્વી પણ માંજરી આંખો, સુંદર ભવાં, અને પાતળા હોઠોથી તે સુંદર દેખાતી. તેના સોનેરી રંગનાં વાળ "બોબ્ડ" કરેલાં હતાં. તે શાંત દેખાતી હતી. અને તેના મુખ ઉપરથી દઢતા અને સાહસિકપણું તરી આવતાં હતાં. તેના હાથ પગ નાજુક હતા અને તેનો તંદુરસ્ત દેખાવ સૌરાષ્ટ્રની સબળ નારીના ચિત્ર જેવો હતો. તેની ચાલ પણ હંસના જેવી હતી.

વિશાલખાનું તેના મામાના ઘરમાં સ્થાન બહુ જ અઘરું હતું. તેના પિતા કંઇ સરકારી નોકરીમાં હતા જ્યાં ખૂબ પૈસા ઉચાપત કર્યા હતા. તેના ઉપર કોર્ટમાં કામ ચાલ્યું હતું અને સાઇબીરીઆમાં તેને દેશપાર કરવામાં આવ્યો હતો. તેની પદવી, ઇલકાબ, વગેરે જપ્ત કરવામાં આવ્યાં. થોડે વર્ષે તે પાછો ફર્યો. માફી મળી. પણ એટલું બધું તેનું જીવન કચડાઈ ગયું કે ફરીથી જીવન શરૂ કરી શક્યો નહિ; અને અત્યંત નિર્ધનતામાં તે મરી ગયો. તેની વિધવા, શેઠનાની બહેન તેના પતિની પછી વધારે વખત જીવી શકી નહિ. મામા શેઠનાએ એકલવાયા બાળક વિશાલખાને આશરો આપ્યો. તેને આ પરતંત્ર જિંદગી ગમતી નહિ. અને આઝાદીની તમન્ના તેના દિલમાં છાઈ રહી. તેને મામી સાથે મનમાં ને મનમાં ખટરાગ ઊભો થયા કરતો.

મનોરમા તેને નાસ્તિક, ક્રાંતિવાદી ગણતી. અને વિશાલખા મામીને એક "જુલ્મગાર" તરીકે લેખતી. તે તેના મામાથી અને બધાથી દૂરની દૂર રહેતી. પણ કોઇથી જરાયે ડરતી નહિ. તેનો સ્વભાવ નીડર હતો.

કમળનયન બોલ્યો: "વિરોધ એ તો વિચિત્ર વાત લાગે છે. પણ જુઓને, હું કેવો ધાર્મિક માણસ છું પણ કોઈ ગુરુના મોટાં મોટાં વાળનાં જુલફાં જોઈને મને ગુસ્સો આવે છે. અને લોહી ઊકળી આવે છે." વિશાલખાએ કહ્યું, "વાળની બાબતમાં તમને

જરૂર ચીડ ચડતી હશે. જુઓને મારા આ "બોબ્ડ" વાળ પણ તમે જોઈ નહિ શકતા હો."

મનોરમાએ ભવાં ચઢાવ્યાં ને પછી જાણે કે હાલની છોકરીઓ કેટલી છૂટથી વાત કરે છે તે જોઈને શરમાતી હોય તેમ માથું નીચે ઢાળ્યું. કમળનયન બોલ્યાઃ

"હા. મને તમારા આ સુંદર વાળ કોઈ ગમે તેવા હજામની કાતરનો ભોગ થઈ પડે તે વિચારે મને કમકમાટી તો જરૂર થાય છે. પણ તેથી કંઈ વિરુદ્ધ લાગણી ઉત્પન્ન થતી નથી. ઊલટું તમારી બાબતમાં તો મારા વિચાર પણ બદલાય એ વધારે સુંદર લાગે છે." મનોરમા બોલી, "હજુ તો પ્રભુનો પાડ માનો કે વિશુ ચશ્મા પહેરતી નથી ને ખમીસ, કોલર ટાઈ, પહેરતી નથી, પણ કુદરતનો અભ્યાસ કરે છે અને સ્ત્રી જાતિની આઝાદીમાં રસ લે છે; ખરુંને વિશુબહેન ?" "હા, મામી, તે વિષય ઉપર જે કાંઈ સાહિત્ય મળે તે વાંચું છું. હું સ્ત્રી જાતિના પ્રશ્નને સમજવા માગું છું." "હા, બહેન તું નાની છે, પણ ખરુંને કમળનયન, આપણને તો તે વાતમાં કંઈ રસ પડતો નથી." "વિશાલખાને તો જુવાનીનું જોમ છે. તે આદર્શોના સ્વપ્ના સેવે છે."

"હું એ કાંઈ એટલી બધી ઘરડી નથી થઈ ગઈ ?" "હું એ પણ — મને આ બાબતની ચર્ચા જ ગમતી નથી." "ચર્ચા જ ગમતી નથી."

"હા, હું તો બધાને કહેતો જ આવ્યો છું કે ગમે તેટલો રસ લો પણ તેની ચર્ચા..........બસ તોબા", એમ કહી નાકે આંગળી મૂકી. "ખાસ કરીને જાહેર પત્રોમાં તેવી ચર્ચાની તો હું ખૂબ વિરુદ્ધ છું." મનોરમા હસી, "તમે શું આ બાબતમાં પ્રધાનમંડળ તરફથી કમીશન નીમવા માગો છો ?" "કેમ નહિ ? આપણે તો આ બીજા નકામા ચળવળિયા કરતાં તેનું કામ સારી

રીતે કરીએ. આપણી કમિટી નીમી ગંગાદાસ શેઠનાને પ્રમુખ નીમીએ." મનોરમા ખૂબ હસી પડી, "જોજો, તેઓ તો જબરા ઉદ્દામવાદી છે." પોપટ વચમાં બોલ્યોઃ

"ગંગાદાસ શેઠના."

મનોરમાએ તેની તરફ રૂમાલ હલાવ્યો ને કહ્યું, "જો, જો, સારી વાતના રસમાં ભંગ ના પાડ. વિશાલખા, એને જરા રીતભાત શીખવજે."

વિશાલખાએ તેની આંગળી ઊંચી કરીને પોપટની ડોક પંપાળવા લાગી. મનોરમા બોલી, "ખરેખર મી. શેઠના તો કોઈ વાર પ્રજા પક્ષના પ્રમુખ જેવા લાગે છે."

"ખરેખર, તમારા પતિદેવ તો પ્રખર વક્તા છે અને વિજયને વરી ચૂક્યા છે." "પણ કામ બહુ રહે છે અને કોઈ કોઈ વાર કંટાળેલા દેખાય છે. ખરુંને." મનોરમાએ વિશાલખા સામું જોયું. કમળનયને વિશાલખાને પૂછ્યુંઃ

"આ વર્ષે પેલી નિશાળમાં તમે કામ કરવા માગો છે.?"

"કેમ કમળનયન તમે પણ તેમાં રસ લો છો?" "ખચીત, જરૂર." "તમારો શો વિચાર છે. નિશાળોની બાબતમાં?"

"હું તો ક્રાંતિવાદીઓને નિશાળોમાં પગ મૂકતાં અટકાવું, બધી શાળાઓ સનાતન ધર્મના આશ્રય નીચે મૂકું અને એક શાળા તો હું જ ચલાવું." "મને તો નથી લાગતું કે આ વર્ષે હું એક પણ શાળા ચલાવું. ગયે વર્ષે તો કંઈ ફળીભૂત થયા જ નહિ. વળી ઉનાળામાં તે નિશાળે કોણ આવે?" વિશાલખાને ઉપરનાં વાક્યો બોલતાં બોલતાં ગાલે શેરડા પડયા. "કેમ, હજુ તમારી તૈયારી પૂરતી નથી?" મનોરમાએ પૂછ્યું. "કદાચ ન પણ હોય." કમળનયન બોલ્યો, "અરે પ્રભુ! આ હું શું સાંભળું છું? ગામડિયાને શીખવવાને વળી તૈયારી શાની?"

આ વખતે બકુલ દોડતો દોડતો આવ્યો ને બોલ્યોઃ "બા, બાપા આવ્યા." અને તેની પછવાડે એક ડોસીમા સફેદ રૂપેરીવાળ

ઉપર પીળી શાલ ઓઢીને આવ્યા અને કહ્યું, "ગંગુભાઈ આવ્યા." આ ડોસીમા ગંગાદાસ શેઠનાની માશીબા હતા. બધાં બહાર આવ્યા. બગીચાના દરવાજાથી ઘરના પગથિયાં સુધી મોગરા ને ગુલાબના ફૂલોની એક હાર હતી, તેમાં થઈને ગાડી આવી. બે સુંદર ઘોડાઓ તેને જોડેલા હતા, તેના ઉપર બેઠેલા જરીના ડ્રેસવાળા સાઈસો નીચે કૂદી પડયા ને એકદમ ગાડીનું બારણું ઉઘાડી સલામ કરી ઊભા રહ્યા. મોં ઉપર ફરકતા હાસ્ય સાથે શેઠના નીચે ઊતર્યા. મનોરમા હસતી હસતી સામી ગઈ. બકુલ આગળ પાછળ દોડવા લાગ્યો. વિશાલખાને જયસ્વદેશ કર્યા અને કમળનયનને અંગ્રેજી ઢબે હસ્તધૂનન કર્યા પછી બકુલને ઊંચકી કપાળ ઉપર ચુંબન કર્યું.

આ બધી વખત અચ્યુત જાણે કે અપરાધી માણસ હોય તેમ ગાડીમાંથી ઊતર્યો ને ગાડીના આગલા પૈડા આગળ જ ઊભો રહ્યો. મનોરમાએ ત્રાંસી આંખે તેને નીરખી લીધો હતો. તેને શેઠનાએ લખ્યું હતું કે પોતે બકુલના માસ્તરને તેડતા આવશે.

દરેક જણ શેઠને મળવા કે પ્રણામ કરવામાં રોકાઈ ગયું હતું. નોકરો લાઈનબંધ બે બાજુએ ઊભા હતા. શેઠના આંખથી બધાના વંદન સ્વીકારતા ઉપરની બેઠકની જગ્યામાં આવી પહોંચ્યા. અચ્યુત બધાં ટોળાની સાથે પ્રવાહમાં ઘસડાતો ઉપર ચઢ્યો. ગંગાદાસ શેઠનાએ બધામાંથી અચ્યુતને શોધી કાઢી મનોરમા સામે જોઈ કહ્યું, "આ આપણા બકુલના માસ્તર." પછી બકુલને કહ્યું, "આ તારા માસ્તર, એમના કહ્યામાં રહેજે." બકુલે પ્રણામ કર્યા ને થોડીવાર આ નવા શિક્ષકને જોઈ રહ્યો; પણ તેમાં ખાસ જોવા જેવું ન લાગવાથી બાપા પાસે દોડી ગયો.

અચ્યુત ગભરાયેલા જેવો લાગતો હતો. તેણે એક જૂનો મુસાફરીથી મેલો થયેલો ડગલો પહેર્યો હતો. તેના મોં ઉપર ધુળ ઊડેલી હતી. મનોરમાએ તેને આવકારના શબ્દો કહ્યા હતા. પણ તે

પૂરા તેણે સાંભળ્યા ન હતા. પણ તેની આંખોથી તેણે જોઈ લીધું કે તે બહુ જ ચપળ અને પતિભક્ત સ્ત્રી હતી. તેને બકુલના પાતળા હાથ જોઈ જરા દયા આવી. શેઠના બેઠકમાં જઈ બધે નજર ફેરવી આવ્યા. અને એક નોકરને બૂમ પાડી કહ્યું, "અચ્યુત શેઠને લીલા રૂમમાં લઈ જા અને પછી તેનો સામાનનો બંદોબસ્ત કર. અચ્યુતજી, તમે પણ જઈને કપડાં બદલો, અને પાંચ વાગ્યે જમવાનું થશે ત્યાં સુધી જરા આરામ લો." અચ્યુત નોકરની પછવાડે બીજે માળે પેલા ઓરડામાં ગયો. બીજા બધા બેઠકના ઓરડામાં ગયા. શેઠનાએ ફરી બધાની ખબરઅંતર પૂછી. એક આંધળી બાઈ આવી તેને શેઠનાએ પાસે બેસાડી ખબર અંતર પૂછી. પછી કમળ-નયનની જરા માફી માગી પોતાની પત્ની સાથે પોતાના ખાનગી આવાસમાં શેઠના ગયા.

# પ્રકરણ ૭ મું

## નવું ઘર

જે લીલા ઘરમાં નોકર અચ્યુતને લઈ ગયો. તે ઘણું સ્વચ્છ અને વિશાળ હતું. મંદ મંદ પવનથી તેની બારીના સફેદ દૂધ જેવા પડદાઓ ઊડી રહ્યા હતા; અને પવનના સપાટાથી સઢની માફક ભરાતા અને પછી પાછા નીચે પડતા હતા. ઉપરની છત સોનેરી રંગથી રંગેલી હતી. અચ્યુતે નોકરને રજા આપી. તેની ટ્રંક ખોલી, નાહ્યો અને કપડાં બદલ્યાં. મુસાફરીથી તે ખૂબ જ કંટાળી ગયો હતો. છેલ્લાં બે દિવસોથી તે અજાણ્યા માણસની હાજરીમાં રહેતો હતો. તેને કેટલાક નકામા વાદવિવાદો જુદાજુદા વિષયો ઉપર થયા હતા. આ બધાંનો વિચાર કરતાં પોતાની જાત ઉપર તેને કંટાળો આવી ગયો. થોડીવારે તે બારી આગળ ગયો અને બગીચામાં નજર કરી. તે એક સુંદર જૂની ઢબનો બગીચો હતો. ઘરના દર્શનના ભાગ આગળ ફૂલોનાં છોડ રોપેલાં હતાં અને વચમાં પત્થરના રસ્તાઓ પાડેલા હતા. ડાબી બાજુએ તબેલાની જોડમાંથી શરૂ થતો, જમરૂખ, સીતાફળી, લીંબુ, તથા દ્રાક્ષના માંડવાઓવાળો એક સુંદર બગીચો હતો. જમણી બાજુએ મોટાં મોટાં તરૂઓના ઝાડો હતાં તે ચોકીદાર જેવા લાગતા; અને તેની બાજુએ નારંગીનાં ઝાડોનું વન હતું. આખા બગીચામાં ઝાડોને લીલાંછમ પાંદડા હતાં;

અને પાંદડાઓ ખડખડાટ કર્યા કરતાં હતાં. એક કબુતરનું નિર્દોષ જોડું વૃક્ષ ઉપર સંવનન કરતું બેઠું હતું. આમ્ર ઝાડ ઉપરથી કોયલનો ટહૂકો ઘડીકમાં અહીં સંભળાતો અને ઘડીકમાં દૂર દૂર સંભળાતો હતો. કાગડાઓ મિત્રભાવે કા–કા કરી રહ્યા હતા. નાનાં નાનાં આછાં વાદળાંઓ આકાશમાં ધીમે ધીમે ફરતા હોય એમ જણાતાં હતાં.

અચ્યુત આ બધું જોઈ રહ્યો, અને સાંભળ્યા કર્યું. તે અર્ધ ઉઘાડા હોઠથી શીતળ હવાનું પાન કરતો હોય એમ લાગ્યું. તેનો કંટાળો દૂર થયો ને અજાયબ જેવી શાંતિ તેના શરીરમાં આવી.

નીચેના શયનગૃહમાં તેની જ વાતચીત ચાલી રહી હતી. ગંગાદાસે તે પહેલાં ક્યાં મળ્યો અને ગંભીરસિંહે તેને વિષે કેવો અભિપ્રાય આપ્યો અને રસ્તે થયેલી વાતચીતનો સાર તેની પત્નીને કહી સંભળાવ્યો. તે બોલ્યો "બહુ હોંશિયાર માણસ દેખાય છે. કેળવણી પામેલો છે. વખતે ક્રાંતિવાદી હશે પણ તેથી શું? બકુલની ઉંમર તો બહુ નાની છે. તેથી આવી જાતના અર્થ વગરના વિચારથી તે કંઈ બગડે એવો ભય નથી."

મનોરમા પતિદેવના શબ્દો આનંદથી સાંભળી રહી હતી. આટલી ઉમ્મરે પણ તેના પતિદેવનો એક તોફાની છોકરાના જેવો આનંદી સ્વભાવ હતો તે જોઈ રાજી થઈ. આવા જાહેર–જીવન ભોગવનાર પતિ પોતે રાજ્ય–ધુરંધર છતાં વીસ વર્ષના છોકરા જેટલા તોફાની થઈ શકે એ જોઈ રાજી થઈ. ગંગાદાસ આયના સામે બરફ જેવા સફેદ ખમીસ અને તેના ઉપર રેશમી આસમાની રંગના બ્રેસીસ ચડાવીને હાથમાં બે બ્રશ લઈને બરાબર ઈંગ્લીશ ઢબનો સેંથો પાડતા હતા. અને મનોરમા એક નાના કોચ ઉપર બંને પગો સંતાડી ઘર સંસારની વાતો કરતી હતી. કાગળ બનાવવાની મીલ બરાબર ચાલતી ન હતી તેની વાત, રસોઈયાને રજા આપવાની વાત, મંદિરમાં જીર્ણોદ્ધાર કરવાની વાત, વિશાલખાની વાત, બકુલના અભ્યાસની

વાત, કમળનયન કેમ આવ્યો હતો, વગેરે અનેક અનેક ખાનગી વાતો કરતી હતી. જે વાતો સાંભળવાનો આપણને અધિકાર નથી.

પતિ અને પત્ની વચ્ચે ગાઢ વિશ્વાસની સાંકળ હતી. તે ખરે-ખર "પ્રેમ અને સંપમાં" રહેતા હતા. અને પાંચ વાગ્યા ત્યારે બેઉ હાથમાં હાથ જોડીને રસોડા તરફ જવા નીકળ્યા ત્યારે મનો-રમાની આંખોમાં અદ્દભુત તેજ હતું.

પાંચને ટકોરે અચ્યુત જમવાને માટે બહાર નીકળ્યો. એક સુંદર સુવાસિત ઓરડાની અંદર વચમાં બે અઢેલવાના આસન સાથેના લાલ રંગીન પાટલાઓ ગોઠવ્યા હતા. આખું જ કુટુંબ તથા પરોણાઓ જમવાના ગૃહમાં એકઠા થયા હતા. ગંગાદાસે ફરીથી બધાનું સ્વાગત કર્યું અને અચ્યુતને બકુલ પાસેના પાટલા ઉપર બેસાડ્યો. ઘરડાં ફોઈબા જરા ચિડાયેલાં લાગતાં હતાં. અત્યાર સુધી બકુલનો કુલ ચાર્જ તેની પાસે હતો, તેમાં આ ભાગ પડાવ-નારને જોઈને તેઓ નારાજ થયા હતા. બકુલ ચાલાક છોકરો હતો. તેણે જોયું કે તેના શિક્ષક શરમાતા હતા. આંખો ઊંચી કરતા નહિ ને ખાતા પણ થોડું. આથી બકુલને એક રીતે ગમ્મત પડી. કારણ કે તેના મનમાં એવો ભય હતો કે તેના નવા શિક્ષક બહુ કડક ને મિજાજી હશે. મનોરમા પણ તેને જોયા કરતી હતી. તેણે મનમાં વિચાર્યું, "છે કોઈ અભ્યાસી. બિચારો સમાજની રીતથી અજાણ્યો લાગે છે પણ મોં સારું છે. વાળનો રંગ પણ સારો છે. અને હાથ ચોકુખો લાગે છે." દરેક જણ તેની સામે દયાથી જોઈ રહ્યું હતું. અચ્યુતને આની ખબર હતી અને મનમાં ને મનમાં ઘણું ચિડાયો.

ગંગાદાસ અને કમળનયન જમતા ગયા ને વાત કરતા ગયા. પહેલાં તો ગ્રામ્ય પંચાયત, રસ્તાવેરો, અને પોતાના સામાન્ય ઓળખીતાઓ વિષે વાત શરૂ કરી. મજૂરની અછત, ઢોરોથી થતું નુકસાન વગેરે વિષે વાત કરતાં કમળનયને પોતાના જૂના વિચારો જોરથી ફેંકવા માંડ્યા ને કહ્યું કે "હું તો બુધે નાર પાંસરી"ના

સિદ્ધાંતમાં માનું છું". મનોરમાનાં ભવાં તરતજ ચઢ્યાં ને બોલી, "જંગલી માન્યતા." ગંગાદાસે ખૂબ જ ઉદાર વિચાર દર્શાવ્યા. કમળનયનની દલીલો ધીમે ધીમે તોડી નાંખી અને જરાક તિરસ્કારથી નવા વિચારોનું પ્રતિપાદન કર્યું. તે બોલ્યા, "કમળનયન, આઝાદીની તમારી બીક ઉપરથી મને એક વાત યાદ આવે છે. આપણા એક મિત્રે આઝાદી આવે તો શું નુકસાન થાય તેનું એક ચોપાનિયું છપાવ્યું હતું. અને ઘેરઘેર વંચાવવા આગ્રહ કર્યો હતો. બીજું આપણે એક સમાજવાદી નેતાને તેના ઝીણા અવાજથી "મશાલનું સરઘસ કાઢો, આઝાદીની મશાલ સળગાવો." એવી બૂમો મારતા પણ સાંભળ્યા છે. આઝાદી તો આવી છે પણ મશાલ ક્યાં છે?" "બિચારા ગામડિયા તો મશાલ નહિ લે પણ આ સમાજવાદીઓ મશાલચી બનશે." કમળનયને કહ્યું.

અચ્યુતે જરા ઊંચું જોયું અને સામે વિશાલખાની આંખો પણ ઝબકી. આંખો મળી ને તેમાં વંચાયું કે તે અને વિશાલખા એક જ વિચારના હતા. પહેલાં તો તેને કંઈ ખબર જ પડી ન હતી. ફરી વાર અચ્યુત તેની સામે જોઈ રહ્યો અને વિશાલખાની આંખો તેને કહી રહી હતી કે "ધીરજ રાખો. હજુ પુષ્કળ વખત છે." તેના જોવાનો અર્થ પોતે સમજ્યો હતો તેથી તે રાજી થયો અને ફરીથી વાતમાં ધ્યાન આપવા લાગ્યો. મનોરમા પતિના વિચારોનો પડઘો પાડતી હતી. તેણે કહ્યું, "મને ખાત્રી છે કે તમે ખાલી વિવાદની ખાતર આમ બોલો છો. અને તમે, અચ્યુતજી, પ્રજાતંત્રથી બીતા નથી ને! તમારા વિચારો તો બહુ જ આગળ વધેલા છે. એમ એ કહેતા હતા."

અચ્યુત શરમથી લાલચોળ થઈ ગયો અને જરા જરા ખાવા મંડ્યો. તે શરમાળ ન હતો પણ આવા મોટા માણસો સાથે વાત કરવાની તેને ટેવ ન હતી. મનોરમા તેની સામે જોઈ હસ્યા કરતી હતી. કમળનયને પોતાનો એક આંખનો ચશ્મો નાક પર ચઢાવ્યો ને

આ ઉદ્ધત વિદ્યાર્થી તરફ જોઈ રહ્યો. અચ્યુત ગભરાયો નહિ. તે પણ તેની સામે જોઈ રહ્યો અને જેમ તેને વિશાલખામાં "દોસ્ત" મળી આવ્યો હતો તેમ કમળનયનના નયનોમાં "દુશ્મન" દેખાયો. કમળનયનને પણ તે લાગ્યું અને હવે તેનો મિત્ર પેલાં ફોઇબા સિવાય કોઈ રહ્યો નહિ તેથી વાત બદલી. જમણ પૂરું થયું એટલે શરબત પીવાને બધા ઉપર અગાસીમાં ગયા. ગંગાદાસ તથા કમળનયને સિગારેટ સળગાવી અને અચ્યુતને આપવા માંડી. તેણે ના પાડી એટલે ગંગાદાસ બોલ્યા, "હા. હા. હું ભૂલ્યો. તમે તો તમારી "દેશી" સિગારેટ જ પીઓ છો." કમળનયન બોલ્યો. "બહુ જ વિચિત્ર શોખ". "મને દેશી કે વિલાયતી સિગારેટનો ભેદ ખબર છે પણ એમાંથી એકની પણ ગુલામી સ્વીકારતો નથી," એમ તે કહેવા જતો હતો પણ શાંત રહ્યો.

"વિશાલખા, બેન, શરમા નહિ અને નવા દોસ્તની શરમ ન રાખ; કારણ કે તમારા ટોળામાં—ક્રાંતિવાદીઓમાં તો બધી જુવાન છોકરીઓ સિગારેટ પીએ છે." અચ્યુતે ડોકું ધુણાવ્યું. મનોરમાએ પોતાની મખમલ જેવી પાંપણો ઊંચી કરી કહ્યું, "હું તો પીતી નથી. હું જમાનાની પાછળ છું."

વિશાલખાએ ધીમેથી એક સિગારેટ લીધી. દીવાસળી સળગાવી અને જાણે મનોરમા મામીને ચીડવવા માટે પીતી હોય તેમ પીવા માંડી. અચ્યુતે પણ તેમાંથી એક બીડી લઈ સળગાવી.

સાંજ બહુ ખુશનુમા હતી. બકુલ અને ફોઇબા બગીચામાં ગયા. બીજાઓ અગાશીમાં બેઠા અને ફરવા લાગ્યા. કમળનયને ગુજરાતી સાહિત્યની ચર્ચા ઉપાડી, તેમાં કેવા સુધારા કરવા જોઈએ, કેવી જડબાતોડ ભાષા વાપરવી જોઈએ વગેરે. એમ કરતાં તેણે હાલના કેટલાએક સાહિત્યકારો ઉપર હુમલો કરવા માંડ્યો. અચ્યુતે આમાં કંઈ ભાગ લીધો નહિ. મનોરમાએ તેની સામે જોયા કર્યું અને તેના વિવેકના વખાણ કરવા માંડી. પછી ડ્રોઈંગ રૂમમાં બધા ચા પાણી

પીવા ગયા. "મી. અચ્યુત, અમને સાંજે જરા પાના રમવાની ખરાબ ટેવ છે. પ્રોજ રમીએ છીએ ને કોઈ કોઈ વાર હોડ પણ બકીએ છીએ. હું તમને રમવાનું નહિ કહું, પણ વિશાલખા જરા હાર્મોનિયમ ઉપર ગાશે."

વિશાલખા હાર્મોનિયમ ઉપર બેસીને વગાડવા માંડી. કમળનયને પાના રમતાં રમતાં બૂમ પાડી, "સુંદર, કેવું સુંદર" પણ અચ્યુતે સંગીતની કંઈ જ દરકાર કરી નહિ.

ગંગાદાસ, તેમનાં પત્ની, કમળનયન અને ફોઈબા પાના રમવા બેઠા. બકુલ સૂઈ જવાની રજા લેવા આવ્યો અને ચાને બદલે ગરમ દૂધનો એક ગલાસ પીને વંદન કરીને સૂઈ ગયો. ગંગાદાસે તેને પાછો બોલાવીને કહ્યું, "જો, કાલથી માસ્તર પાસે લેશન કરવા બેસવાનું છે." અચ્યુત આમતેમ જૂના ચોપાનિયાના પાના ઉથલાવતો હતો. તેને જોઈને ગંગાદાસે કહ્યું, "વિવેક કરવાની જરૂર નથી અને થાકયા હો તો સૂઈ જજો." અચ્યુતે તેનો લાભ લીધો અને બધાંને વંદન કરી તેના રૂમ તરફ ગયો. રસ્તામાં તેને વિશાલખા મળી ને તેને બપોરની વાતની વધારે ખાત્રી થઈ. અચ્યુત તેના લીલા ઘરમાં ગયો. બારીઓ ખુલ્લી હતી. એટલે સુંદર પવનની મંદમંદ લહરીઓ આવતી હતી. અચ્યુતે મીણબત્તી સળગાવી. એક ભૂખરા રંગનું પતંગિયું બગીચામાંથી આવી સીધું જ્યોત આગળ આવ્યું ને તેની આસપાસ ગોળગોળ ફરવા માંડયું. અચ્યુત વિચારવા લાગ્યો, "લાગે છે તો બધા ભલા માણસો; માયાળુ પણ છે. પણ મને જ કંઈ હૃદયમાં થાય છે." આમ વિચાર કરતો પથારીમાં પડયો હતો, તેટલામાં ચોકીદારનો લાકડી ખખડાવતો અવાજ આવ્યો, "હોલ્ટ હુકમદાર" અને બીજો અવાજ આવ્યો, "હોશિયાર" અચ્યુત બબડયો, "આ તો જાણે જેલમાં હોઈએ તેવું લાગે છે"—એમ વિચારમાં ને વિચારમાં તે નિદ્રાધીન થયો.

# પ્રકરણ ૮ મું

## નવો નિશાળિયો

**અચ્યુત** બીજે દિવસે સવારે વહેલો ઊઠ્યો અને નોકરીની રાહ જોયા વિના નાહી ધોઈ કપડાં પહેરી બગીચામાં ફરવા નીકળ્યો. બગીચો ઘણો સુંદર અને બહુ કાળજી પૂર્વક રાખવામાં આવ્યો હતો. રોજે કામ કરતા મજૂરો પોતાની કોદાળીથી કામકાજ કરી રહ્યા હતા અને લીલોતરીવાળી ઝાડીમાંથી મજૂરણ સ્ત્રીઓ ટોપલાઓ લઈને કામકાજ કરતી દેખાતી હતી. અચ્યુત તળાવ તરફ ફરતો ફરતો ગયો. પ્રાતઃકાળની ધુમ્મસ જરાક ઓછી થતી હતી, તો પણ કેટલોક ભાગ હજુ ધુમમ્સમાં દેખાતો ન હતો. સૂર્યનારાયણ પણ આ ધુમ્મસમાંથી ચંદ્રમા જેવા શીતળ દેખાતા હતા. પાંચ સુથારો તળાવમાં ફરવા માટે એક તરાપો બનાવવાના કામમાં લાગી ગયા હતા. એક નવી રંગેલી હોડી તળાવમાં ઝૂકી રહી હતી. માણસો શાંતિથી કામ કર્યે જતા હતા.

પ્રાતઃકાળની આનંદી શાંતિ હતી. દરેક માણસ સવારના કાર્યમાં ગૂંથાઈ ગયું હતું. જ્યાં જોઈએ ત્યાં વ્યવસ્થા અને નિયમિતતા નજરે પડતાં હતાં. તરત જ બગીચાને બીજે છેડે અચ્યુતને વ્યવસ્થા અને નિયમિતતાના અવતાર જેવા ગંગાદાસ શેઠના મળ્યા. તેણે નૅવી બ્લ્યુ રંગનો કોટ, ડ્રેસીંગ ગાઉન જેવો પહેર્યો હતો અને હાથમાં એક ઇંગ્લીશ નેતરની સોટી હતી. તાજી હજામત કરેલો તેનો ચહેરો ખૂબ ચમકદાર લાગતો હતો. સવારના બગીચાની રોજની તપાસ કરવા તે નીકળ્યો હતો. ગંગાદાસે બહુ જ માયાળુપણે હસતાં

હસતાં કહ્યું, " અરે, તમે તો મારા જેવા વહેલા ઊઠનાર લાગો છો! આઠ વાગ્યે ચા પીવાનો અમારો નિયમ છે અને બાર વાગ્યે જમીએ છીએ. આજે દશેક વાગ્યે બકુલને પહેલાં વ્યાકરણના પાઠ આપશો અને ઈતિહાસના પાઠ બે વાગ્યે આપજો. કાલે તેને છૂટી આપવાનો વિચાર છે; કારણ કે તેની કાલે વર્ષગાંઠ છે. એટલે આજથી જ મુહૂર્ત કરજો. અચ્યુતે " હાજી " કહ્યું અને ગંગાદાસ સોટી હલાવતા હલાવતા આગળ ચાલ્યા. એક મોટા અમલદાર તરીકે નહિ પણ એક આનંદી ગુજરાતી ગૃહસ્થ તરીકે તેઓ ફરતા હતા.

આઠ વાગ્યા સુધી અચ્યુતે પણ બગીચામાં ફર્યા કર્યું. ઝાડોની છાયામાં પક્ષીઓનાં ગાયન સાંભળતાં સાંભળતાં તેણે મોટી ચિનાઈ ઘડિયાળમાં આઠના ટકોરા સાંભળ્યા અને ચા પીવાના રૂમમાં દાખલ થયો. બધા જ ત્યાં ભેગા થયા હતા. મનોરમાએ તેને મીઠાશથી આવકાર આપ્યો. સવારના ખીલતા પ્રભાતમાં તેનું ગૌર બદન તેને વધારે ગૌર લાગ્યું. વિશાલખા હંમેશની માફક શાંત દેખાતી હતી.

બરાબર દશ વાગ્યે અચ્યુતે બકુલને પાઠ શીખવવાનું શરૂ કર્યું. તે વખતે મનોરમાએ હાજર થવાની રજા માંગી હતી અને તે પ્રમાણે જરા બોલ્યા ચાલ્યા વગર આખોયે વખત હાજર રહી. બકુલ બુદ્ધિશાળી હતો. અચ્યુતને શરૂઆતમાં જરા ગભરાટ થતો હતો પણ પછીથી પાઠ બરાબર ચાલવા માંડ્યો. મનોરમા ઈતિહાસના પાઠ વખતે પણ હાજર હતી. અને કહ્યું કે " મને પણ ઈતિહાસ શીખવાની જરૂર છે. " એથી પાંચ વાગ્યા સુધી અચ્યુતે પોતાના ઓરડામાં રહીને તેના મુંબઈના મિત્રોને પત્રો લખ્યા. હવે કંટાળો અને નિરાશા બેઉ જતા રહ્યા હતા. તેને જે ગભરાટ થતો હતો તે નરમ પડ્યો હતો. પણ જમવા વખતે વળી પાછો જરા ઉશ્કેરાટ થયો હતો. કમળનયન હાજર ન હતો. અને શેઠ અને શેઠાણી બેઉ તેની કાળજી રાખતા હતા છતાં તે ગભરાયેલા જેવો લાગતો. અધૂરામાં પૂરું ફોઈબા તેની વિરુદ્ધ થઈ ગયા હતા.

વિશાલખા ગંભીર જ રહી હતી. ગંગાદાસનો મગજ પણ ગયો હતો. તેની કાગળ બનાવવાની મીલનો દક્ષિણી મેનેજર ત્રાસ આપ્યા કરતો હતો. તેને પગાર મોટો આપવા છતાં કદી સંતોષકારક કામ મળી શકતું નહિ. તેની બાજુમાં જ શ્યામસુંદર સારી મીલ ચલાવતો હતો. તેને આ શ્યામસુંદરને મળવાનું બહુ મન હતું.

કમળનયન સાંજના આવ્યો. તેની જાગીર ગંગાદાસ શેઠનાની જાગીરથી દશેક માઈલ દૂર હતી.

બીજા પણ કેટલાક મેમાન હતા. તેમાંના એક ગામના ડાકટર હતા, જેને સારી સારી કહેવતો કહેવાની ટેવ હતી અને બીજા એક દાંત વગરના ડોસા પણ અપ–ટુ–ડેટ ડ્રેસમાં સજ્જ થયા હતા અને એક જે. પી. હતા.

આ બધા જ પાના રમવા માંડયા અને અચ્યુતે બધાને મૂકીને પોતાના ઓરડામાં જઈ કંઈક વાંચ્યું, કંઈક લખ્યું ને રાતના બાર વાગ્યે સૂઈ ગયો.

બીજે દિવસે ચૈત્ર શુદ નોમ ને રામજન્મને દિવસે બકુલનો જન્મદિવસ હતો. મંદિર તેના ભુવનથી બહુ દૂર ન હતું. પણ ગંગાદાસ શેઠના, મનોરમા તથા આખું કુટુંબ ત્રણ મોટી ખુલ્લી ગાડીમાં કોચમેન, સાઈસ, નોકરો વિ૦ સાથે ફૂલડ્રેસમાં ગાડીમાં બેસીને ગયા. ગંગાદાસ શેઠનાએ તે દિવસે તેનો ઇલિકાબનો ચાંદ લટકાવ્યો હતો. મનોરમાએ ઝૂલતા લવેંડર રંગની પારીસની સાડી પહેરી હતી અને સોનેરી નાના સુંદર દાબડામાં પૂજાની સામગ્રી લીધી હતી.

ઊંચી જાતના કેસરથી તથા અત્તર વગેરેના પમરાટથી તથા અગરબત્તીથી આખા મંદિરમાં, સુગંધ ફેલાઈ રહી હતી. બિચારા ગામડિયાઓ અંજાઈ ગયા હતા. બ્રાહ્મણો ઊંચે સાદે વેદના મંત્રો ભણતા હતા. અચ્યુત પણ મંદિરમાં એક ઠેકાણે ઊભો હતો. બધી ગામડાની સ્ત્રીઓના ટોળામાં તે ઘેરાઈ ગયો હતો. ત્યાંથી માંડમાંડ

બહાર નીકળ્યો. ભુવનમાં ગામના મુખ્ય મુખ્ય લોક હાજર થયા. ગંગાદાસે એક સુંદર ભાષણ કર્યું. મનોરમાએ પણ ગ્રામ્યશાળા વિષે વિવેચન કર્યું અને વિશાલખા બેન તે ચલાવશે એમ જાહેર કર્યું. બકુલે નવો ડગલો સોનાના બટન સાથે પહેર્યો હતો. માથે લપ્પાની ટોપી હતી. આજનો તે હીરો હતો. તેને આજે પુષ્કળ બક્ષીસો મળી હતી. કારખાનાના મજૂરો, મુકાદમો અને કારકુનો તથા મેનેજર વગેરે બધા જ તેને અભિનંદન આપવા આવ્યા હતા. ગંગાદાસે એક ગાર્ડન પાર્ટી આપી; તેમાં બકુલચંદ્ર શેઠનાને પોતાની જ્ઞાતિ, દેશ, રાજ્ય અને ધર્મની સેવા બજાવવા માટે લક્ષ્ય ખેંચ્યું. બોલતાં બોલતાં ગંગાદાસે છટાદાર શૈલી અને ઢબ અખત્યાર કરી અને છેવટે વિજ્ઞાનમાં પણ પ્રગતિ કરવા સૂચવ્યું. અચ્યુત અને વિશાલખાએ સામસામી આંખો મેળવી. તેઓ કંઈ બોલ્યા નહિ પણ નેત્ર પલ્લવીની ભાષાથી સમજ્યા. અચ્યુતને આ બધાથી ગમ્મત પડી ને તેણે જોયું કે મનોરમા એક બુદ્ધિશાળી બાઈ હતી અને તેને સમજવા વાળો પણ કોઈ છે તે વિચારે મનોરમા પણ રાજી થઈ. આવી રીતે આ જન્મદિવસનો મહોત્સવ સંપૂર્ણ થયો અને બીજે દિવસે હંમેશની માફક પાડો વગેરે શીખવવાનાં ચાલુ થયા ને રોજની ધરેડમાં ગાડું ધીમે ધીમે આગળ વધ્યું.

આ પ્રમાણે એક અઠવાડિયું ગયું. અચ્યુતને આ અઠવાડિયામાં શા શા અનુભવ થયા તે તેના મિત્ર શિષિરને લખેલા કાગળોમાં તે ખુલ્લી રીતે જણાવે છે. શિષિર નબળા બાંધાનો હતો, સ્વભાવે બીકણ હતો પણ બહુ શુદ્ધ હૃદયનો હતો. તેને રાજદ્વારી બાબતનો શોખ ન હતો. પણ જે કંઈ હાથમાં આવતું તે વાંચતો, વાંસળી વગાડતો ને એકલો આનંદમાં રહેતો. નવજુવાન સ્ત્રીઓથી તે હંમેશાં ડરતો રહેતો. શિષિર અચ્યુતનો પરમ ભક્ત હતો. અચ્યુત પણ તેની પાસે તેનું હૃદય ખોલતો. બીજાને કાગળ લખતાં તે બહુ જ સાવચેત રહેતો પણ શિષિરને તો તેનું હૃદય ખોલી નાખતો. શિષિર પત્રવ્યવહારમાં

બહુ કુશળ ન હતો, ટુંકાણુમાં જ પતાવતો. અચ્યુત જાણતો હતો કે તેનો શબ્દ શિષિરને વેદવાક્ય હતું. જેમ રસ્તામાં પડેલી ધૂળ પાણીના એકે એક ટીપાને ગળી જાય છે તેમ તેના શબ્દો શિષિર ગળી જતો. તેના પત્રમાં તેણે લખ્યું કે,

મારા વહાલા મિત્ર શુદ્ધહૃદયી શિષિર,

મને અભિનંદન આપ. મને લીલી વાડી ચરવાની મળી છે. અને અહીં આરામ લઈ બળ મેળવીશ. હું એક પૈસાદાર રાજદ્વારીના ઘરમાં રહું છું, તેના છોકરાના શિક્ષક તરીકે સારી રીતે જમું છું, ઊંઘું છું, અને સુંદર પ્રદેશમાં ફરું છું. થોડા વખત માટે હું મારા મુંબઈના મિત્રો પાસેથી નાસી છૂટયો છું. પાછો ધૂંસરીમાં જોડાઈશ પણ હાલ તુરત તો હું જાડો થાઉં છું. કવિતા ધારું તો લખી શકું છું. જાગીર ઉપર વ્યવસ્થા અને દેખરેખ સારી છે. કારખાના સિવાય બધું સારી રીતે ચાલે છે. કિસાનોમાં મળવાનો મને વખત મળતો નથી પણ યત્ન કરું છું. શેઠ શેઠાણી બંને વિવેકી અને ભલાં છે. શેઠ સુંદર વકતા છે. શેઠાણી સુંદરતાની મૂર્તિ છે. તેના શરીરમાં હાડકું તો દેખાતું જ નથી. તે ઉપરાંત એક બીજી સુંદરી છે. તેમાં હું રસ લઉં છું. જો કે અમે બે શબ્દો પણ બોલ્યા નથી છતાં મને લાગે છે કે અમે એક જ વાડના વેલા છીએ. તે મગરૂર, થોડા બોલી પણ દુ:ખી જણાય છે. પારકે દુ:ખે દુ:ખી અમે બંને છીએ. શા માટે તે પછી જણાવીશ. પણ અમે બંને કિસાનોની આઝાદી માટે એક સરખી તમન્ના ભોગવીએ છીએ. તે ભાગ્યે જ મારી સાથે બોલે છે.

તારો પિત્રાઈ કાકો ક્યાં સુધી જીવવાનો છે? કે જિંદગી સુધી એવો ને એવો રહેવાનો? 'જન્મભૂમિ'નો છેલ્લો લેખ તેં વાંચ્યો? ન વાંચ્યો હોય તો વાંચી જજે.

લી. તારો,

અચ્યુત.

## પ્રકરણ ૯ મું

## કમળનયન કોણ ?

**ચૈત્ર** માસ અધવાર્યો હતો. ગ્રીષ્મ ઋતુ પૂર બહારમાં હતી. બકુલને ઈતિહાસના પાઠ શીખવ્યા પછી, અચ્યુત એક દિવસ બગીચામાં ફરવા ગયો હતો. અને ફરતાં તરૂઓના વૃક્ષની આવલિમાં આવી પહોંચ્યો. આ તરૂઓ ૧૫-૧૬ વર્ષ પહેલાં વેપારીઓએ કાપી નાખ્યાં હતાં, પણ પાછાં મોટા પ્રમાણમાં ઊગી નીકળ્યાં, તેના નાજુક રૂપેરી થડો લતાઓથી વીંટળાયેલા જાણે સુંદર સ્તંભોની માફક ઊંચાં ઊગ્યાં હતાં, તેનાં લીલાં ચમકદાર પાંદડાંઓ જાણે હમણાં જ કોઈએ ધોઈને પૉલીશ કર્યાં હોય એવા લાગતા હતા.

અર્ધો કલાક આમ તેમ રખડીને, અચ્યુત એક ઝાડના ઠૂંઠા ઉપર બેસી ગયો. પછવાડે તરૂઓના ઝૂંડ ઉપર અઢેલીને તે બેઠો હતો તેટલામાં કોઈના પગલાંનો અવાજ સાંભળી તે જાગૃત થઈ ગયો. પગલાં એક જણનાં ન હતાં. કોઈ ગામડિયાના ધબધબ કરતા પગલાં ન હતાં. પણ બે જણના સંસ્કારી પગલાં ધીમેથી આવતાં હતાં. સ્ત્રીના કપડાંનો સળવળાટ પણ સંભળાતો હતો. એક માણસનો ઘેરો અવાજ સંભળાતો હતો, " આ તમારો છેલ્લો જ નિર્ણય છે ? કોઈ દિવસ નહિ ?" સ્ત્રીનો પરિચિત અવાજ આવ્યો, "કોઈ દિવસ નહિ." એક પરિચિત આકૃતિ દેખાઈ. અને વિશાલખા એક જરાક શ્યામળા

સરખા દેખાવવાળા તથા કાળી ભમ્મર આંખોવાળા પુરુષની સાથે ફરતી હતી. અચ્યુતે આ પુરુષને કોઈ દિવસ જોયો ન હતો.

તેઓ બંને શાંત ઊભા રહ્યા. તેને જોઈને જાણે જડાઈ ગયા હોય એમ ઊભા. અને અચ્યુત પણ જાણે જડાઈ ગયો હોય તેમ બેસી રહ્યો. વિશાલખાનું મોં શરમથી લાલઘૂમ થઈ ગયું. પણ પછી તરત જ એક તિરસ્કાર યુક્ત હાસ્ય હસી. આ હાસ્ય શરમાવવા માટે હતું કે અચ્યુતને માટે હતું તે સમજાયું નહિ. તેનો સાથીદાર ઘૂરકયો. તેની આંખોમાં એકાએક તેજ ચમકયું. બંને બોલ્યા વગર અચ્યુતની સામે પૂંઠ ફેરવીને ધીમે પગલે ચાલી ગયા. અચ્યુત અનિમેષ દૃષ્ટિથી તેમને જતાં જોઈ રહ્યો.

અડધા કલાક પછી અચ્યુત પોતાના ઓરડામાં પાછો ફર્યો. અને ઘડિયાળના ટકોરા વાગતાં તે બેઠકમાં દાખલ થયો કે તરતજ ગંગાદાસ શેઠનાએ પેલા અજાણ્યા માણસની ઓળખાણ કરાવી. "આ મારા સાળા—શ્રીમતિ મનોરમાના ભાઈ. તેનું નામ સુરેશ મંગળદાસ ઝવેરી. બંને સરખી ઉંમરના છો એટલે તમને ઠીક ફાવશે. સુરેશે નમ્રતાથી વંદન કર્યું અને અચ્યુતે પણ તેવો જ જવાબ વાળ્યો. તેટલામાં શ્રીમતિ મનોરમા આવ્યા. તેણે પણ પોતાના ભાઈની ઓળખાણ કરાવી. પછી બોલી "ભાઈ સુરેશ, તું તો અમને ભૂલી ગયો લાગે છે. બકુલના જન્મ દિવસે પણ આવ્યો નહિ. વાહ મામો સારો લાગે છે. બહુ કામમાં હશે? ખરુંને? હા, જુઓને અચ્યુત, મારા સુરેશભાઈ તો ગામડિયાઓ સાથે કંઈ નવી યોજના કરે છે. તે ભાગબટાઈની પદ્ધતિ દાખલ કરવા માગે છે. ત્રણ ભાગ ખેડૂતનાં અને એક ભાગ પોતાનો." સુરેશે કહ્યું, "બેન સાહેબ તો જરા મશ્કરી કરે છે પણ એક તરફ સોનો ભાગ, અને એક તરફ એકનો એ કાંઈ ઠીક લાગતું નથી." "કેમ અચ્યુત, હું કોઈ દહાડો મશ્કરી કરું છું?" અચ્યુત શું બોલવું તેની મૂંઝવણમાં હતો એટલામાં તો કમળનયન દાખલ થયા. મનોરમાબાઈ તેને આવકાર આપવા ગયા. થોડીવારમાં

એક નોકર આવ્યો ને મધુરા સંગીતથી લલકાર્યું કે "જમવાનો વખત થયો છે" આ સંગીત બધાને ગમ્યું. જમતાં જમતાં અચ્યુતની આંખો ઘડીકમાં વિશાલખા ઉપર અને ઘડીકમાં સુરેશ તરફ જતી. તેઓ બંને બેઠા હતા પાસે પાસે–પણ નેણ નીચાં ઢાળીને. તેઓની આંખો ચઢી રહી હતી. અચ્યુતને વિચાર આવ્યો કે સુરેશ જેવો શામળો મનોરમાનો ભાઈ થઈ જ કેમ શકે ? તે ઉપરાંત બેઉના ચહેરામાં પણ ફેર હતો. જે સૌંદર્ય મનોરમામાં હતું તેના સોમા ભાગનું સૌંદર્ય પણ તેના ભાઈમાં દેખાતું ન હતું. ગૂંછળાંવાળા વાળ, તાણી કાઢેલું નાક, જાડા હોઠ, બેઠેલા ગાલ, સાંકડી છાતી, અને નસો દેખાતા હાથ, અને અવાજ પણ કર્કશ હતો. ખાતો પણ થોડું. રોટલીના પીંડા વાળતો ને ઘડી ઘડી કમળનયનની સામે જોયા કરતો. કમળનયન હમણાં જ મુંબઈ જઈ આવ્યા હતા. અને તેમાં ખાસ કરીને ગવર્નરને મળવા ગયા હતા તે વાત કોઇને કહેતા નહિ. વકીલોને ઈંગ્રેજીમાં લૉયર કહે છે એ વાત કહીને પોતે ખૂબ હસતો. પછી શિક્ષકોની મશ્કરી કરવા માંડી. એક નિશાળમાં પોતે ગયા અને છોકરાઓને "કેન્યા" એ કઈ જાતનું પ્રાણી છે તે પૂછીને ખૂબ બનાવ્યા. પછી તો જુદા જુદા પ્રાણીના નામ પૂછ્યા. મનોરમાએ કહ્યું, "એમાં શું ? જીરાફ વગેરે પ્રાણી તો મેંયે જોયા નથી." સુરેશે આવી વાતો ઉપર ધ્યાન આપ્યું નહિ પણ અચ્યુતની સામે જોઈ રહ્યો. એક બે વાર રોટલીની ગોળી બનાવી ઉડાવવા માંડ્યો. ગંગાદાસ તથા મનોરમાએ સુરેશને ઝાઝો છંછેડ્યો નહિ. અચ્યુત જમ્યા પછી પોતાના ઓરડામાં ગયો, ઓસરીમાં તેને વિશાલખા સામી મળી અને હાથની ઈશારતથી તેને ઊભા રહેવા કહ્યું, "મી. અચ્યુત, તમે મારા વિષે ગમે તેવો વિચાર ધરાવો તેની મને પરવા નથી. પણ આપણે બગીચામાં મળ્યા ત્યારે તમને એમ લાગ્યું હશે કે સુરેશ અને હું ગોઠવણ કરી સાથે ફરવા ગયા હતા. પણ સુરેશે મારા હાથની માંગણી કરી અને મેં ના પાડી એટલી જ વાત તમને કહેવા માગું છું. જાઓ. મારા માટે જે ખ્યાલ બાંધવા હોય તે બાંધો." એમ કહી ઝડપથી ચાલી ગઈ.

અચ્યુત પોતાના ઓરડામાં ગયો. "એક થોડી ઓળખાણ વાળી છોકરી–આવો ખુલાસો તેને શું કરવા કરે ? તે શું સગો હતો ? નહિ, નહિ, છોકરી અભિમાની લાગે છે અને કોઈ ખોટા વિચાર ન કરે તે માટે મને કહેતી લાગે છે." આમ વિચાર કરતો હતો ત્યાં નીચે તેને માટે વાતચીત ચાલતી હતી. આ વાતચીત તે સ્પષ્ટ સાંભળી શકતો હતો. કમળનયન બોલ્યો, "મને કંઈક પ્રેરણા થાય છે. તમારો શિક્ષક ક્રાંતિવાદી છે. જોયું કે નહિ કે તે કોઈને નમન જ કરતો નથી!" "શા માટે નમે બધાને ?" મનોરમાએ કહ્યું. "મને તો નમવું જોઈએ. હું મહેમાન છું, તે ઘરમાં તે પગારદાર નોકર છે." ગંગાદાસ બોલ્યા, "મી. કમળનયન, તમે બહુ જૂના જમાનાના લાગો છો. હું તેના કામ માટે પગાર આપું છું; પણ બીજી બાબતમાં તો તેઓ તદ્દન સ્વતંત્ર છે. હા; હું તેને ભણાવવાનું કહી શકું–બીજું નહિ!" "પણ બધા જ ક્રાંતિવાદી એવા! જો મારા હાથમાં રાજ્ય આવે અને આ શિક્ષક મારે હાથે પડે તો એવો નચાવું કે ખો ભૂલી જાય!" અચ્યુત આ સાંભળી ઉશ્કેરાયો ને બૂમ પાડી ઊઠ્યો, "કચરા જેવા નાલાયક; બડાઈ મારનાર..." ત્યાં તો તેના ઓરડાનું બારણું ઊઘડ્યું અને સુરેશ અંદર દાખલ થયો.

## પ્રકરણ ૧૦ મું

## લડતનાં મંડાણ

**અ**ચ્યુત સુરેશને મળવાને ઊભો થયો. પણ સુરેશ એકદમ તેની પાસે આવ્યો અને કોઈ પણ જાતના વિનયવિવેક વગર પૂછ્યું, "તમારું નામ અચ્યુત પંડિત? મુંબઈના વિશ્વ વિદ્યાલયના સ્નાતક (બી. એ.) તમે કે?" "જી હા." અચ્યુતે કહ્યું. સુરેશે તેના અંદરના ખીસામાંથી કાગળ કાઢયો ને અચ્યુતને આપ્યો, "તો લો આ કાગળ ને વાંચો. તે આપણા જન્મશંકર પંડયાનો છે." એમ ધીમે અવાજે કહ્યું.

અચ્યુતે પાકિટ ઉઘાડયું અને કાગળ વાંચ્યો. સુરેશ ઝવેરીની તે કાગળમાં ઓળખ આપવામાં આવી હતી. તે અર્ધ સત્તાવાર છૂપો પત્ર હતો. અને સુરેશને પોતાનો ગણવાનો હતો. અને તેમના સિદ્ધાંતોના પ્રચારકાર્યને વેગ આપવા માટેની ખાસ જરૂર બતાવી હતી. અને તે પત્ર અચ્યુતને ખાનગી લખ્યો હતો.

અચ્યુતે પત્ર વાંચી સુરેશની સાથે હસ્તધૂનન કર્યું અને બેસવાને ખુરસી આપી. સુરેશે બેસીને તરત જ સિગારેટ સળગાવી અને અચ્યુતે પણ તે પ્રમાણે કર્યું.

સુરેશે પૂછ્યું, "તમે અહીંના કિસાનોના પ્રસંગમાં આવ્યા છો?" "ના, મને વખત મળ્યો નથી."

"કેટલો વખત થયા આવ્યા છો?" "એક પખવાડિયું."

"બહુ કામ રહે છે?" "ના, એટલું બધું નહિ" સુરેશે કહ્યું, "અહીંના લોકોમાં અક્કલ બહુ ઓછી છે. તેમને ખૂબ જ્ઞાન આપવું જોઈએ. બિચારા ગરીબ કંગાલ છે, પણ તેનું કારણ તેઓ સમજતા નથી."

"તમારા બનેવીના ગણોતિયાઓ તો માલદાર લાગે છે."

"મારા બનેવી હોશિયાર છે, લોકોને સારી રીતે બનાવી જાણે છે. તેના ગણોતિયાઓ ખાધેપીધે સુખી છે પણ તેણે એક કારખાનું બનાવ્યું છે. આપણે તેના ઉપર આપણું બધું ધ્યાન આપવું જોઈએ. જરાક ત્યાં આગળ ખોદકામ શરૂ કર્યું કે કીડીઓ હાલવા ચાલવા માંડશે. તમારી પાસે પુસ્તકો છે?" "હા, બહુ થોડા." "હું લાવી આપીશ બીજા વધારે. તમારી પાસે કેમ થોડા છે?"

અચ્યુતે જવાબ ન આપ્યો. સુરેશ પણ મૂંગો રહ્યો ને નાકમાંથી ધુમાડા કાઢવા માંડ્યો. તેણે કહ્યું, "આ કમળનયન કેવા કુક્કર જેવા લાગે છે! જમતાં જમતાં મને એવી ચીડ ચઢી કે તેનું ગળું મચડી નાખું. પણ એવા નકામા પ્રાણીને મારવા કરતાં આપણે વધારે સારા કામ માટે નિર્માયા છીએ. આવા મૂર્ખાઈ ભરેલા શબ્દો માટે મગજ ખોવાની જરૂર નથી. પણ મૂર્ખાઈ ભરેલા કાર્યો અટકાવવા માટે ખાસ જરૂર છે." અચ્યુતે માથું ધુણાવ્યું અને સુરેશે સિગારેટના બે દમ વધારે માર્યા. "નોકરોમાં ઝાઝો દમ નથી, એક જ કાંઈ ઠીક છે. રસોઈયો જરા ભાંગ પીએ છે ખરો, પણ કાંઈ નહિ. મારી બહેનને વિષે તમારો શો મત છે?"

"તમારા બહેન તો બહુ જ માયાળુ અને ભલી બાઈ લાગે છે."

"હં...એમ કે, તમે મુંબઈના લોક બહુ જ પક્કા હો છો, વળી આપણે અહીં છૂટથી વાત થતી નથી. કોણ જાણે? ભીંતને પણ કાન હોય છે. મારી એક સૂચના છે. આજે શનિવાર છે. કાલે તો ભણાવવાનું નહિ હોય? ત્રણ વાગ્યે રીહર્શલ છે."

"રીહર્શલ!"

"હા. નાટક ભજવવાનું છે. મારું ગામ અહીંથી દશ માઈલ દૂર છે. મારી પાસે સરસ ઘોડા છે. અને પલકવારમાં પહોંચાડી દેશે. આજની રાત અને કાલે સવાર સુધી રહો અને કાલે ત્રણ વાગ્યે તો તમને પાછા પહોંચાડી દઈશ. આવશો ને?"

"ખુશીથી." અચ્યુતે કહ્યું.

અચ્યુત તેને પહેલાં મળ્યો ત્યારે બહુ જ મૂંઝવણ ને ગભરાટમાં હતો. પણ આટલો બધો તે નિકટનો થઈ જશે તે તેને ખ્યાલ ન હતો. તેનામાં તોછડાપણું લાગતું પણ હૃદય સાફ હતું.

સુરેશ બોલ્યો, "ઠીક, ત્યારે તૈયાર થાઓ. હું ગાડી જોડાવું. વળી તમારે શેઠ શેઠાણીની રજા લેવી પડશે કે?"

"કહેવું પડશે. કહ્યા વિના જઈએ તે ઠીક નહિ." સુરેશે કહ્યું.

"હું કહીશ, અત્યારે તો પાનામાં ગૂંથાયા છે તેથી કોણ ગયું તે ખબર પડશે નહિ. મારા બનેવી તો રાજદ્વારી અને સરકારી પ્રધાનો સિવાય કોઈની પરવા રાખે એવા નથી. ચાલો તૈયાર થાઓ. ગાડી તૈયાર છે." સુરેશ ગયો અને એક કલાકમાં તો અચ્યુત સુરેશની બાજુમાં મોટી ગાદીવાળી જગ્યામાં બેઠેલો, બહાર નીકળ્યો. નાનો ગાડીવાન સીસોટી વગાડતો ને ગણગણતો, કંઈ ગાયન ગાતો હાંકતો હતો. ઘોડાઓ પૂછડાં ઊંચા કરીને દોડતા હતા અને થોડીવારમાં તો તે બહુજ આગળ નીકળી ગયા.

સુરેશનું નાનું ગામડું બીજલપુર સો એક વીઘાંનું હતું. તેને તેમાંથી વાર્ષિક પંદરસો રૂપિયાની આવક હતી. અને ગંગાદાસની જાગીરથી સાત માઈલ દૂર હતું. બીજલપુર જતાં રસ્તામાં એક શહેર આવતું. શહેરની બહાર નાનાં ગંદાં ટીનનાં પતરાનાં છાપરાંવાળાં "હરિજનો"નાં ઘર આવતાં હતાં. તે તેમણે જોયાં. દેશની ગરીબાઈ નીરખી. આગળ વધ્યાં એટલે ભુવન ઉપર ભુવનના છત્ર

છાયાવાળી હવેલીઓ આગળથી તેઓ પસાર થયા. શનિવારની સાંજ હતી. રસ્તામાં માણુસ ઓછા હતા. ફક્ત દારૂના પીઠાંઓમાં ખૂબ ગીરદી દેખાતી. તેમાંથી દારૂડિયાઓના ફાટી ગયેલા ઘાંટાઓ સંભળાતા હતા. અને પીઠાં આગળ જાણે નાત જમવા બેઠી હોય એવો દેખાવ હતો. પીવાવાળા માંહેના કેટલાકનાં ગાડાંઓ જેમ તેમ છોડેલાં પડ્યાં હતાં. કોઈ મજૂર, ફાટેલી ટોપી, બટન વગરનું પહેરણુ, પગમાં જોડા નહિ, એવો બહાર જવાં ફાંફાં મારતો હતો. તેને ચાર પાંચવાર પડી જતો તેમણે જોયો. સુરેશ બોલ્યો: "દારૂએ તો દેશનું સત્યાનાશ વાળી નાખ્યું." બહાર બેઠેલો ગાડીવાળો બોલ્યો, "બિચારો દુઃખને ભૂલવા પીતો હશે." સુરેશ બોલ્યો: "હાંકવામાં ધ્યાન રાખ." આગળ જતાં મોટી બજાર આવી. ત્યાંથી આગળ ગાડી ગવર્નરના મહેલ આગળથી નીકળી અને તેઓ બહારના બગીચામાં આવી પહોંચ્યા. અહીં બગીચાની દેવડીમાં થોડીવાર બેઠા. એમ કિલ્લોલ કરતાં કરતાં ગાડી ગામ બહાર નીકળી. ઉપરનું કવર કાઢી નાખી ખુલ્લી ગાડીમાં હવા ખાતા ખાતા તેના ગામ આવી પહોંચ્યા.

સુરેશ, તેની બહેન મનોરમા કરતાં છ વર્ષ મોટો હતો. તેણે પહેલાં લશ્કરી તોપચીખાતામાં તાલીમ લીધી હતી. તેમાં ધીમે ધીમે "લેફ્ટેનંટ"ની જગ્યાએ પહોંચ્યો હતો. પણ તેને અને તેના પંજાબી ઓફિસર વચ્ચે મતભેદ પડતાં, તેણે જગ્યાનું રાજીનામું આપ્યું હતું. ત્યારથી તેને પંજાબી સાથે બનતું નહિ. તેણે રાજીનામું આપ્યું તે તેના બાપને ગમ્યું નહિ. અને ઘરમાં તકરાર થઈ. બાપ દીકરાને મોઢું જોવા વહેવાર ન રહ્યો. તેના બાપના મૃત્યુ પહેલાં તે પાછો આવ્યો અને આ બધી મિલકતનો વારસદાર થયો. મુંબઈમાં ગયો ત્યાં તે કેટલાએક સમાજવાદીઓ સાથે સંસર્ગમાં આવ્યો. તેનો તે ભક્ત બન્યો. સુરેશનું વાચન બહુ થોડું હતું. તેને ગમતી તે જ ચોપડી તે વાંચતો. તેને હજુ લશ્કરી ટેવ રહી હતી. અને એક સાધુ જીવન તે ગાળતો. થોડા વર્ષ પહેલાં તે એક છોકરીની પાછળ

ગાંડો થયો હતો. તે છોકરીએ તેને તરછોડયો અને એક પંજાબી સુબેદાર સાથે પરણી ગઈ, ત્યારથી તેને લશ્કરી સુબેદારની ઉપર બહુ ચીડ ચડી. તેણે લશ્કરની ખામીઓ વિષે નિબંધ લખવા વિચાર કર્યો. બે ત્રણ પાના લખ્યા ને પછી ફાડી નાંખ્યા. તે બધા વિષયો ઉપર વિચાર કરી શકતો અને દરેક બાબતમાં હાજરજવાબી હતો. તેને બે બાબતો માટે ખૂબ ચીડ હતી–એક છેતરપીંડી, અને બીજું જુઠાણું. મૂડીદારોની સાથે અને સામ્રાજ્યવાદીઓ સાથે તે બહુ જ કડકાઇથી વર્તતો હતો પણ ગરીબોને ભાઈ તરીકે ગણતો. તેની "જાગીર"ની વ્યવસ્થા પોતે સારી રીતે રાખતો. તેનું મગજ સમાજવાદી યોજનાથી ભરપૂર હતું પણ એકે યોજના તે વ્યવહારમાં મૂકી શકતો ન હતો. તે કોઈ યોજનામાં કે પ્રેમમાં સફળ થતો નહિ. અને લશ્કરમાં તેનું નામ "નાપાસિયા" તરીકે જાહેર થયું હતું. તેનું વર્તન ઘડીકમાં માયાળુ તો ઘડીકમાં ક્રૂર અને લોહી તરસ્યું દેખાતું. ઘડીકમાં તેનો આત્મા અપૂર્વ દેખાતો અને ઘડીકમાં તેનું વર્તન જંગલી પ્રાણી જેવું દેખાતું.

શહેર છોડીને બે માઇલ આઘે ગયાં એટલે ઘોર રજનીની શાંતિ અનુભવી. ચંદ્રમા હજુ ક્ષિતિજ ઉપર ડોકિયાં કરતો હતો. તેટલામાં એક ઘર, જેની ત્રણ બારીઓમાંથી દીવાનો પ્રકાશ આવતો હતો, તે દેખાયું. બે સફેદ ઘોડા વાડામાં બાંધેલા હતા. ગાડી પગથિયા આગળ ઊભી રહી. સુરેશ પહેલાં ઊતર્યો ને અચ્યુતને કહ્યું, "આ મારું ઘર. અહીંયા મહેમાનોનો તમને મેળાપ થશે. તમારા ઓળખીતા જેનો સ્વપ્ને પણ ખ્યાલ ન હશે તે તમને મળશે. આવો અંદર પધારો."

## પ્રકરણ ૧૧ મું

## અચ્યુતના અણધાર્યા મહેમાન

**મહેમાન** બીજા કોઈ નહિ પણ શારદા અને અજીત દેશાઈ હતા. તેઓ સુરેશના ઘરમાં બેઠા બેઠા પાન સોપારી ખાઈ વખત કાઢતા હતા. પાસે એક ઘાસલેટનો દીવો બળતો હતો. અચ્યુતના આવવાથી કોઈ વિસ્મય પામ્યું નહિ; કારણ કે સુરેશે આગળથી તેમને કહી રાખ્યું હતું. અચ્યુત આ બંનેને જોઈને અજાયબ થયો. અજીતે ફક્ત "જય-સ્વદેશ" કહ્યું પણ શારદા તો બહુ જ શરમાઈ અને લાલઘૂમ થઈ ગઈ. સુરેશે કહ્યું, "આ બંને મુંબઈથી એક અઠવાડિયાથી આવ્યા છે. અજીત આ પ્રાંતમાં પ્રચાર કાર્ય માટે આવ્યો છે અને શારદા બહેનને આપણા કાર્ય માટે આગળ જવાનું છે. હવે આપણે કાર્ય કરવાનો વખત આવી લાગ્યો છે." બોલતાં બોલતાં તે ગરમ થઈ ગયો. પોતાના હોઠ કરડયા ને બોલ્યો, "ચારે બાજુથી જુલમની ઝડીઓ વર્ષી રહી છે. કાર્યની શરૂઆત કરવાની તક આવી પહોંચી છે. ગૂમડું પાકી ગયું છે. નસ્તર મૂકવા જેટલી હિંસા જ કરવાની છે." તેને આ ઉપમા બહુ ગમી ગઈ હતી. મુંબઈમાં કોઈની પાસેથી સાંભળી હતી એટલે તેનો ઉપયોગ કર્યો. પોતે વિશાલખાના પ્રેમમાં નિષ્ફળ થયેલો હોવાથી, જેમ બને તેમ જલદી કામની શરૂઆત કરવાનો તેનો વિચાર હતો. દુનિયામાં તેનું કોઈ દરકાર કરવાવાળું રહ્યું ન હતું. તેથી તે એકદમ કડક ભાષામાં

બોલતો હતો. તેના શબ્દો કુહાડા જેવા હતા અને સીધા ઘા કરતા હતા. કિસાનો ને મજૂરોને તે સારી રીતે ઓળખતો હતો. વળી અહીં એક શર્માજી કરીને માણસ હતો જે બધું કામ સાંગોપાંગ પાર પાડી આપવાને તૈયાર હતો; આમ બોલતાં બોલતાં દર દશમા શબ્દે તે ટેબલ પર જમણો હાથ પછાડતો અને ડાબો હાથ હવામાં અદ્ધર રાખતો. સુરેશે રસ્તામાં અચ્યુત સાથે વાત કરી ન હતી. અને બધો ઊભરો ધુંધવાઈ રહેલો તે હવે બહાર કાઢતો હતો.

ફક્ત હાસ્ય અને ડોકું ધુણાવી અજીત અને શારદા તેની સંમતિ આપતા હતા. પણ અચ્યુત જરા અકળાયેલા જેવો લાગતો હતો. અચ્યુતને લાગ્યું કે બહુ જ ઉતાવળ કરવામાં આવી છે. કિસાનોને શું જોઈએ છે, સમૂહ (માસીઝ)ની જરૂરિયાતો શી છે એ બધું નક્કી કર્યા પહેલાં એકદમ સીધાં પગલાં લેવાં એ મૂર્ખાઈ છે. એટલે તેણે ધીમે ધીમે ખૂબ ઉશ્કેરાઈને સુરેશ કરતાં પણ મોટે અવાજે બોલવા માંડયું. આંખમાં આંસુ સાથે તેણે દુઃખ દર્દોનું વર્ણન કર્યું. ઠેઠ સવારના ચાર વાગતા સુધી બંનેએ બોલ્યા કર્યું. બેઉ જણ ઊભા હતા. અજીત અને શારદા બેઉ બેસી જ રહ્યા. સુરેશ બારણા આગળ પહેરેગીરની માફક ઊભો હતો. અચ્યુત નેપોલિયનની માફક પાછળ હાથ રાખી આંટા મારતો હતો. દરેકે શું કરવું, શાં શાં પગલાં લેવા વગેરેની વિચારણા થઈ રહી હતી. જુદા જુદા પેંફલેટોના બંડલ બાંધ્યા પછી ગોકળદાસ કરીને એક વેપારીનું નામ લીધું અને કેવળરામ બહુ જ હોશિયાર હતા તેનું નામ પણ લીધું. અને પછી શાલીગ્રામનું નામ લીધું. અચ્યુતે પૂછ્યું, “એક કારખાનું ચલાવે છે તે આ જ માણસને?” સુરેશે કહ્યું, “હા. તે જ. તેને તમારે ઓળખવો પડશે. હજી તેને કંઈ કહ્યું નથી પણ તે બરાબર લાયક લાગે છે.” સોધાના બદામીનું નામ વારંવાર દેવામાં આવતું હતું અને ગંગાદાસના નોકર કલુનું નામ પણ વારંવાર સંભળાતું હતું. અચ્યુતે સુરેશને પૂછ્યું, “તમારા પોતાના માણસોનું શું? તેમાં કોઈ સારા ભરોસાદાર

માણસો જોઈએ ને ?" "હા છે ખરા" પણ સુરેશે નામ દીધું નહિ. "બીજા પણ શહેરમાં ચાર પાંચ માણસો છે પણ એમાંનો એક પંજાબી છે એટલે તેમાં વિશ્વાસ પડતો નથી. હવે ફક્ત આપણે કેવળરામભાઈ પાસેથી શી ખબર આવે છે તેના ઉપર આધાર છે."

"આ કેવળરામ કોણ છે?" અચ્યુતે પૂછ્યું.

"બહુ જ અદ્ભુત માણસ! હું તો એક જ વાર મળ્યો છું પણ ઘણા મોટા ને સરસ કાગળ લખે છે. હું તમને બતાવીશ; તે બહુ જ ઉત્સાહી છે. આખા ગુજરાતમાં પાંચથી છ વાર મુસાફરી કરી છે અને દરેક જગ્યાએથી બાર પાના ભરી ભરીને કાગળો લખ્યા છે." અચ્યુતે શંકાસ્પદ રીતે અજીત સામે જોયું પણ તે તો એક પુતળા માફક સ્તબ્ધ જ બેઠો હતો. અચ્યુતે પછી સુરેશને પૂછ્યું, "તમે તમારી જાગીર ઉપર કંઈ સમાજવાદી અખતરા કર્યા છે કે નહિ?" અજીત વચમાં બોલી ઊઠ્યો, "હમણાં તેની શી જરૂર? હજુ તો આપણે તેમાંનાં ઘણા બદલવાના છે." પછી તો વાતનું વહેણ બદલાયું અને રાજદ્વારી બાબતોની ચર્ચા ચાલી.

અચ્યુતના હૃદયમાં એક છૂપું દરદ તેના હૃદયને કોરી ખાતું હોય એમ લાગતું હતું. તેણે હજુ ભાંગનો એક જ પ્યાલો પીધો હતો છતાં તેને ઘેન ચડેલું લાગતું હતું. સવારે ચાર વાગે ચર્ચા પૂરી થઈ ત્યારે સૌ સૌના રૂમમાં સૂવા ગયા ત્યારે નોકરો બિચારા ઓશરીમાં ઘોરતા હતા. અચ્યુત ઊભો ઊભો વિચાર કરવા માંડ્યો, "સુરેશ કેટલો ભલો અને કેટલો બધો લાગણી વાળો છે! પોતાનાં દુઃખ કેવાં ભૂલી જાય છે! તેના જેવાં થઈએ તો કેવું સારું!"

સુરેશે કોઈ નોકરને બૂમ પાડી બોલાવ્યો ત્યાં તો શારદાનો અવાજ સંભળાયો, "હવે સૂઈ જાઓ પાડોશીને ઊંઘવા દેવા છે કે નહિ?" "હા, જય સ્વદેશ. હવે હું સૂઈ જાઉં છું" પણ અચ્યુતને ઊંઘ આવી નહિ. આખા દિવસના બનેલા બનાવો ઉપર તે વિચાર કરવા લાગ્યો અને સૂર્યોદય થયો ત્યારે ઘસઘસાટ ઊંઘમાં પડ્યો.

સવારે તે મોડો ઊઠયો અને તેનું માથું સખત દુ:ખતું હતું. તેણે કપડાં પહેર્યાં. થોડીવાર બારીએ ઊભો રહ્યો અને સુરેશની જાગીર સામે નજર કરી. એક કોઠાર, એક તબેલો, અડધું છાયેલું એવું ઝૂંપડું, એક નાનું રસોડું એ જ તેની "મિલકત" હતાં. જ્યાં ત્યાં અવ્યવસ્થાનું સામ્રાજ્ય નજરે પડતું હતું. તેણે ગંગાદાસના વ્યવસ્થિત ઘરની સરખામણી કરી.

જ્યારે અચ્યુત નીચે ઊતર્યો ત્યારે તેણે શારદાને વાટ જોતી ઊભેલી જોઈ. તેણે અચ્યુતને કહ્યું, "અજીત કામ પ્રસંગે બહાર ગયા છે અને પંદર દિવસ સુધી આવે એમ નથી અને સુરેશ પોતાના ગણોતિયાઓની ખબર કાઢવા ગયો છે." અચ્યુતને પોતાને માટે બહુ જ કંટાળો આવ્યો. "કંઈ કરવું જોઈએ" એવો વિચાર દૃઢ થયો હતો પણ "કેમ શરૂઆત કરવી?" શારદા સાથે વાત કરવી નકામી હતી. તે તો તેજ પળે તૈયાર હતી. તેને માટે કંઈ જ શક ન હતો. ચા પીને તે બહાર નીકળ્યો. રસ્તામાં તેને સુરેશના ગણોતિયા મળ્યા, તેની સાથે તે વાત કરવા માંડયો પણ કંઈજ વધારે ખબર મળી નહિ. આગળ ચાલતાં તેને સુરેશ મળ્યો; તેની આસપાસ મજૂરોનું ટોળું વીંટળાયું હતું. સુરેશ થોડીવારમાં ગઈ રાત્રીની બાકી રહી ગયેલી ચર્ચાઓ કરવા માંડયો. તેના કપડાં અત્યારે ધૂળ વાળાં હતાં; ઉપર લીલી શેવાળ પણ લાગી હતી; કોઈ નોકરે તક જોઈ પોતાનો દંડ માફ કરવા આજીજી કરી; સુરેશ પહેલાં તેના ઉપર ગુસ્સે થયો ને છેવટે માફ કર્યો.

અચ્યુતે પાછા જવા માટે ગાડી માગી. સુરેશે કહ્યું, "કેમ જલદી? ચાલો તૈયાર કરાવું."

એમ કહેતાં બધા ઘર તરફ વળ્યા. સુરેશ લથડિયાં ખાતો હતો. અચ્યુતે પૂછયું, "શું થયું છે?" "હું થાકી ગયો છું. આ લોકો જરાએ સમજતા નથી. ચોકખી ગુજરાતી ભાષામાં કહીએ છીએ પણ સાંભળતા જ નથી. "ભાગ" કહેશો તો સમજશે પણ "વિભાગ" કહેશો તો સામું જોયા કરશે."

સુરેશે જાગીરમાં સહકારી યોજના વિષે ચર્ચા કરી હતી. પણ બધા જ વિરુદ્ધ થયા.

સુરેશ કંટાળ્યો, બધાને ઘેર જવાને રજા આપીને નોકરને બપોરના જમણ માટે તૈયારી કરવા હુકમ કર્યો.

સુરેશના ઘરમાં એક ઘર-ઘાટી હતો, રસોઈયો હતો, ગાડીવાળો હતો અને એક ઘરડો માણસ ઘર સાચવવા વાળો હતો. જમ્યા પછી અચ્યુતે તે જ ગાડીમાં પાછી જગ્યા લીધી. જમતી વખતે સુરેશે બહુ થોડી જ વાત કરી. ખાધું પણ બહુ થોડું અને શ્વાસ પણ ચઢયો હતો. શારદાએ શહેર સુધી આવવાની રજા માંગી, "પાછી હું ચાલતી આવીશ; નહિ તો કોઈ પણ કિસાનની ગાડી મળશે તો બેસી જઈશ." સુરેશ તેમને દરવાજા સુધી વળાવવા આવ્યો ને કહ્યું, "અચ્યુત, આપણે પાછા મળવું પડશે અને પછી બધું જ નક્કી કરવું પડશે. જન્મશંકર પંડયાના પેગામની રાહ જોઈ રહ્યો છું. તે આવે એટલે બધાને બોલાવું. એકવાર શરૂઆત થઈ ગઈ કે ટોળે ટોળાં તેમાં જોડાવાના." અચ્યુતે પૂછયું, "પેલા કાગળો મને બતાવવાના હતા તે કેવળરામભાઈનું શું?" "પછીથી." ગાડી આગળ ચાલી. "તૈયારીમાં રહેજો." સુરેશનો અવાજ આવ્યો. શારદા બેઠી બેઠી સોપારી ચાવ્યા કરતી હતી. શહેર આવ્યું એટલે તેણે નિસાસો નાખ્યો, "મને સુરેશની દયા આવે છે" "તેને ખૂબ કામ રહે છે. અને કામમાં ભલીવાર રહેતી નથી." "હું તે નહોતી કહેતી; હું તો બિચારની દયા ખાતી હતી." "કેવો કમનસીબ. તેના જેવો ભલો માણસ બીજો જોયો નથી." "હું ખાસ ઓળખતી નથી."

એમ કહી તે ગાડીમાંથી ઊતરી ગઈ. કલાકમાં તો અચ્યુત ઘેર આવી પહોંચ્યો. આગલી રાતે તેને ઊંઘ આવી નહોતી તેથી જરા બેચેની લાગતી હતી. બારીમાંથી મનોરમાનું સુંદર મુખ નજરે પડયું. મનોરમા તેને આવકાર આપતી હતી. અચ્યુતે વિચાર્યું, "કેવી સુંદર આંખો."

## પ્રકરણ ૧૨ મું

# મનોરમાની મોહજાળ

ગંગાદાસને ત્યાં આજે બહુ માણસ જમવા આવ્યા હતા. જમણ પૂરું થયું કે અચ્યુત પોતાની રૂમમાં ગયો. પોતે એકાંતમાં રહી ખૂબ વિચાર કરવા માગતો હતો. મનોરમાએ તેની સામે ચાર પાંચ વાર જોયું પણ વાત કરવાનો વખત નહોતો મળ્યો. વિશાલખા તે દિવસની વાતચીત પછી તેનાથી દૂર રહેતી હતી. અચ્યુતે કલમ લઈને તેના મિત્રને પત્ર લખવો શરૂ કર્યો. પણ શું લખવું તે સૂઝ્યું નહિ. તેના મનમાં એટલા બધા વિરુદ્ધ વિચારો આવતા હતા, કે તેણે તે દિવસે લખવાનું માંડી વાળ્યું. કમળનયન આજે પણ જમવા આવ્યો હતો. આજે તેનું વર્તન વધારે ઉદ્ધતાઈ ભરેલું હતું પણ અચ્યુતે તેને કાંઈ કોઠું આપ્યું નહિ. તેને લાગતું કે તેની આસપાસ એક પાતળો સિનેમાનો પડદો પડેલો છે. અને તે દુનિયાથી અલગ પડી ગયો છે. તેને આ પડદાની આરપાર ઝાંખું ઝાંખું કંઈ દેખાતું હતું. અસ્પષ્ટ રીતે ત્રણ સ્ત્રીઓના મુખ તેમાં દેખાતાં હતાં. શ્રીમતિ મનોરમા, વિશાલખા અને શારદા. આ ત્રણ સ્ત્રીઓ જ કેમ? એવું તે એમનામાં શું સરખાપણું હતું અને શા માટે તેઓ તેની નજર આગળ આવતા હતા?

પછી તે પથારીમાં પડ્યો, પણ ઊંઘ આવી નહિ. તેને મૃત્યુના

બહુ જ ભયાનક વિચારો આવવા માંડ્યા. આ વિચારો બહુ જ જૂના હતા.

આ વિચાર પરંપરામાંથી તે ઝબકી ઊઠ્યો. તેને એક વિચિત્ર લાગણી થઈ આવી. તે ગણગણવા માંડ્યો અને ટેબલ ઉપર લખવા બેઠો અને એકી બેઠકે પોતાની ખાનગી નોંધબુકમાં તેણે કવિતા લખી કાઢી.

આ કવિતા તેણે તેના મિત્રને સંબોધીને લખી હતી. પોતાની કવિતા ધીમે સાદે પાછો વાંચી ગયો અને આ સંદેહ–આ અવહેલના–એ બધું તેના શરીરમાં કેમ પ્રવેશ્યું તેનો વિચાર કરવા લાગ્યો. તેણે તે નોંધપોથી પાછી ટેબલના ખાનામાં મૂકી અને પાછો સૂતો. પણ ઊંઘ આવી નહિ અને જાગતો સવાર સુધી પડી રહ્યો.

બીજે દિવસે, બકુલને ભણાવીને તે એકલો બેઠો હતો ત્યાં મનોરમા આવી. બહુ જ સાવધાનતાથી જોઈને હસતાં હસતાં તેના ઓરડામાં અચ્યુતને બોલાવી ગઈ. તેણે આજે કાશ્મીરી રેશમી સાડી પહેરી હતી. બહુ જ સુંદર બ્લાઉઝ પહેર્યું હતું. તેના હાથ ઉઘાડા હતા. તેના છુટ્ટા વાળ સફેદ ગરદન ઉપર પડતા હતા. તેણે આજે મોહિની સ્વરૂપ ધર્યું હોય એવું લાગતું હતું. તેની ચાલ, તેના હાવભાવ, તેના અર્ધ ઉઘાડેલા પોપચાઓ વગેરેમાં નાવિન્ય લાગતું હતું. તેના અવાજમાં મધુરતા અને આંખોમાં માદકતા હતી. તે અચ્યુતને તેના રૂમમાં લઈ ગઈ. આસપાસ સુગંધનો પમરાટ અને તેના રૂમની અંદરના સુંદર ચિત્રોથી તેનો આવાસ રમણીય લાગતો હતો. તેને એક આરામ ખુરસીમાં બેસવાનું કહી, પોતે એક પાસેની ખુરસી ઉપર બેઠી. તેણે તેના ભાઈ વિષે ખબર પૂછી. પછી ધીમે ધીમે શેઠાણીની બહુ અદબ રાખીને વાત કરવાની મના કરી. ખુલ્લા દિલે જે લાગતું હોય તે કહી દેવાનું કહ્યું. અચ્યુતે બહુ જ ધ્યાનપૂર્વક સાંભળ્યાં કર્યું. તેના ખુલ્લા હાથ, ગોળ ખભા, ગુલાબી હોઠ અને વાળના જુલફાંઓ

સામે જોયા કર્યું. 'હા કે ના' ના ટૂંકા જવાબો જ પોતે આપતો હતો. તે રમણીય મૂંઝવણમાં પડ્યો. આવી મોટી શેઠાણી તેના જેવા એક નાના માણસમાં આટલો બધો રસ કેમ લે છે? મનોરમાએ બકુલના અભ્યાસ માટે પુષ્કળ વાતો કરી. તેની સાથે વાત કરવામાં તેનો હેતુ તેના પુત્રના અભ્યાસ માટે કાળજી હતી. અને ગુજરાતી છોકરાઓને કેવી કેળવણી આપવી તે વિષે વિવેચન કર્યું. આ બધું કરવાનું તેનું મુખ્ય પ્રયોજન શું હતું? કેટલીએક સ્ત્રીઓમાં એવી ટેવ હોય છે કે કોઈ પણ અતડા–બેદરકાર આદમીને વશ કરવો અને તેને પગે પડતો–તેનો તાબેદાર બનાવવો–આ સિવાય બીજી કોઈ લાગણી તેનામાં હોતી નથી.

"વિજય" ની ઇચ્છા બહુ બળવાન હોય છે.

મનોરમા ગુજરાતના એક સરદારની પુત્રી હતી. આ સરદારને પોતાની પચાસ વર્ષની સેવા માટે એક સમશેર ને પટ્ટો ઇનામ મળ્યાં હતાં. મનોરમાના પિતા બહુ પૈસાદાર ન હતા પણ તેને ઊંચી કેળવણી આપી હતી. કૉલેજમાં તેનું નામ સૌથી આગળ પડતું હતું. અભ્યાસમાં, મેળાવડામાં કે રમત ગમતમાં તે હંમેશાં પહેલી રહેતી. કૉલેજનો અભ્યાસ પૂરો કરીને તે તેની મા સાથે રહેતી. બાપા ગુજરી ગયા હતા અને ભાઈ પરદેશ ગયા હતા. તેને ગરીબાઈમાં કેમ આનંદ જાણવો તે આવડતું હતું. અને તેની માની ઓળખાણને લીધે સારા સારા કુટુંબોમાં તે જતી આવતી અને એક સારી, કેળવાયેલી હોંશિયાર છોકરી તરીકે તેનું નામ પ્રખ્યાત થયું હતું. તેના માગા પણ ઘણે ઠેકાણેથી આવ્યા હતા. તેમાંથી તેણે ગંગાદાસને પસંદ કર્યા હતા. અને ગંગાદાસને તેના બનાવી દીધા હતા. આથી સરસ તેને આ દુનિયામાં બીજી કોઈ સ્ત્રી મળશે નહિ એવું ગંગાદાસને લાગ્યું. મનોરમા બુદ્ધિશાળી હતી. સ્વભાવે સારી હતી. તેનામાં લાવણ્ય હતું. તેના પિતાના કુળ માટે તેને અભિમાન હતું.

આવી સુંદરીઓના અહંભાવનું જે ખંડન કરે; તેના હંમેશાં ભોગ લાગે છે. તેઓ બીજાના હૃદયો ઉપર સત્તા ચલાવવાની બહુ જ શોખીન હોય છે અને બીજાઓ સ્વાધીન હોય તે જોઈ શકતા નથી. મનોરમાના જેવી સ્ત્રીઓ બીજાના હૃદયમાં ખળભળાટ જગાડે છે; પણ પોતે હૃદયમાં શાંતિ રાખે છે. તેઓની ઇચ્છાશક્તિ વજ્ર સમાન બળવાન હોય છે.

મનોરમાને થોડી વાર બનાવટી વિનોદ કરવો તે જરાએ અઘરું લાગતું નહિ. તેમાં તેને જરાએ નુકસાન ન હતું. બીજાની આંખોમાં તેજના ચમકાર જોવા, બીજાના ગાલો ભય અને કામથી લાલચોળ થતા જોવા, બીજાના અવાજોમાં વિલાસી કામદેવના ધનુષ્યોનો ટંકાર સાંભળવો, કોઈના આત્માને ઉથલપાથલ કરી નાખવો, કોઈનું હૃદય વલોવી નાંખવું, એ બધું મનોરમાને ખૂબ ગમતું. અને રાત્રે પોતાની સ્વચ્છ શય્યામાં પડીને આ બધા સ્મરણો યાદ કરવા ને તે ઉપર હસવું અને પછી તેના સંસ્કારી પતિની ગોદમાં, પોતાના પવિત્રપણા પર મુસ્તાક રહીને, ભરાઈ જવું એ મનોરમાને માટે સામાન્ય કાર્યક્રમ હતો. એકવાર તેની જાળમાં ફસાયેલા કોઈ મોટા માણસના સેક્રેટરીએ ગળું કાપી આપઘાત કર્યા પછી તેણે એક નાનું સદાવ્રતખાનું શરૂ કર્યું.

અચ્યુતની સાથે વાત કરતાં કરતાં તેને વશ કરવાનો વિચાર હતો. પાસે બેસવા દીધો અને તેના શરીરના અંગે અંગને પાસેથી નીરખવા દીધું. તેને પીગળતો પણ તેણે જોયો. તેણે તેના કૉલેજજીવનની મસ્તીઓની યાદ દેવડાવી અને છેવટે તેના કુળ–ઘર વિષે વાત પૂછવા માંડી: અચ્યુત ચમક્યો. તેના કુળ વિષેના સવાલ તેને ન ગમ્યા તે મનોરમાએ જોયું અને કાચું કપાયું જાણી બાજી સંકેલવા માંડી. કુળની ચર્ચા માટે અચ્યુતને બહુ જ લાગી આવતું. અને તેનામાં વિશ્વાસ મૂકીને વાત ન કરી શક્યો.

"હું એટલા માટે અહીંયાં નથી આવ્યો."

વાતમાં જરા "વિષ્કંભક" પડચો કે તરત જ અચ્યુત ઊઠીને ચાલી ગયો; રસ્તામાં વિશાલખા બારીએ જોતી હતી. તેની આ રૂમ તરફ પીઠ હતી. પણ તેની નજીક થઈને અચ્યુત ગયો ત્યારે વિશાલખાએ એટલી મર્મભરી તીણી નજરથી જોયું કે અચ્યુત થરથરી ગયો. વિશાલખાના હોઠ જોરથી દબાયા. અચ્યુતે પૂછ્યું, "મને કંઈ કહેવાનું છે?"

"ના-હા, પણ હમણાં નહિ."

"ક્યારે?"

"કદાચ–કાલે–અથવા કદી નહિ."

"પણ"......"પણ બણ નહિ."

"ઠીક, પણ કાલે હું તમારી સાથે શાળા જોવા આવું?"

"હા, આવજો. પણ હમણાં તે વાત નહિ."

"ત્યારે શી વાત હતી?"

"કાલે" તેણે કહ્યું. પણ કાલ સુધી તે રાહ જોઈ શકી નહિ અને સાંજે બાગમાં મળતાં બધો ઊભરો ખાલી કર્યો.

## પ્રકરણ ૧૩ મું

## વિશાલખાનો ઊભરો

વિશાલખા જ પ્રથમ તેની પાસે આવી ! "અચ્યુતજી, તમે શ્રીમતિ મનોરમાથી મુગ્ધ થઈ ગયેલા લાગો છો ?" જવાબની રાહ જોયા વિના બગીચાના રસ્તા ઉપર ચાલતી ચાલતી તે બોલી. અચ્યુત પણ તેની સાથે ચાલ્યો ને બોલ્યોઃ "એમ ધારવાનું કંઈ કારણ ?"

"વાત સાચી છે કે નહિ ? જો એમ હોય તો તેણે મૂર્ખાઈ કરી છે. હું તેનો સ્વભાવ જાણું છું. કેટલી બધી લાગણી તેણે બતાવી હશે અને કેવી જાળ પાથરે છે તે બધું હું જાણું છું." અચ્યુત એક શબ્દ બોલી શકયો નહિ. પણ તેની સામે જોયા કર્યું.

"સાંભળો, મારી આગળ વેશ કાઢવાની જરૂર નથી. મારે અને મનોરમાને બારમો ચંદ્રમા છે. માટે મારે જે કહેવાનું છે તે કહી નાખું"—બોલતાં બોલતાં વિશાલખાનો અવાજ બેસી ગયો અને એકદમ આવેશથી ઉશ્કેરાઈ ગઈ.

"તમને થતું હશે કે આ કંટાળો આપે એવી છોકરી બધું મને શું કરવા કહે છે. મેં સુરેશની બાબતમાં કહ્યું ત્યારે પણ એમ જ થયું હશે." બોલતાં બોલતાં વાંકા વળી એક ફૂલ લીધું ને પછી ચૂરેચૂરા કરી ફેંકી દીધું. અચ્યુત બોલ્યો, "તમે ભૂલ કરો છો.

વિશાલખા, ઊલટું મને તો આનંદ થયો કે તમે મને તમારા વિશ્વાસનું પાત્ર ગણો છો."

આ વાત ખરી ન હતી. વિશાલખા તેની સામે જોઈ રહી, "તમે મારા વિશ્વાસનું પાત્ર છો એમ કોણે કહ્યું? તમે તો એક અજાણ્યા માણસ છો પણ મારી અને તમારી સ્થિતિ એક સરખી છે. આપણે બંને દુ:ખી છીએ એટલું આપણામાં સરખાપણું છે."

અચ્યુતે પૂછ્યું, "તમે દુ:ખી છો?"

"અને તમે દુ:ખી નથી? મારો ઈતિહાસ તમે જાણો છો. મારા પિતાને દેશપાર કર્યા તે? તેમને પકડયા, કામ ચાલ્યું, શિક્ષા થઈ, તેની પદવી તથા જાગીર જપ્ત થયાં સાઈબિરીયાના કાળા પાણીએ મોકલ્યા અને ત્યાંથી પાછા આવ્યા પણ નવું જીવન શરૂ કરી શકયા નહિ અને ગુજરી ગયા. મારી મા તરત જ મરી ગઈ. મારા મામા ગંગાદાસ શેઠનાએ મને ઉછેરી. હું તેના આધારે પડી છું. મામા અને મામી મારા શુભેચ્છક છે પણ મારું હૃદય લાગણી વગરનું હોવાથી ઉપકારનો બદલો અપકારથી વાળું છું. ભીખની ભાખરી મીઠી નથી લાગતી. કોઈ મારા ઉપર મુરબ્બીપણું કરે તે મને ગમતું નથી. હું કંઈજ છુપાવી શકતી નથી. 'મુખમેં રામ બગલમેં છૂરી' જેવું મને આવડતું નથી. હું રડી શકતી નથી કારણ કે રડવું એ નબળાઈ છે એમ હું માનું છું." ઉતાવળી ચાલતાં ચાલતાં તે આવેશમાં બોલી, "મારી મામી મને કાઢવા માટે પેલા કમળ-નયન સાથે પરણાવવા માગે છે. તે મારા વિચારો જાણે છે. હું ક્રાંતિકારી વિચારવાળી છું તેની તેને ખબર છે. તેને મારી જરાએ પરવા નથી. હું બહુ રૂપસુંદરી નથી એ પણ જાણું છું પણ મારું આમ વેચાણ થાય એ પસંદ નથી. સુરેશને કેમ ના પાડી એમ પૂછો છો? હું શું કરું? માણસ ભલો છે પણ મને ગમે નહિ તેનું શું કરવું?" આમ કરતાં કરતાં તેઓ રસ્તાને છેડે આવી પહોંચ્યા.

પાસે જ એક ઘટાવાળી ઝાડી હતી. વિશાલખા ત્યાં ગઇ. અચ્યુત પાછળ ઘસડાયો, તે મૂઝવણમાં પડ્યો. એક તરફથી આ અજાણી સ્રી ખુલ્લા હૃદયે બધું કહેતી હતી અને બીજી બાજુ મનોરમાની બીક હતી. વિશાલખા અધવચ જઈ સામે આવીને બોલી.

"અચ્યુત, મારી મામીને વિષે કંઈ ખોટા ખ્યાલ બાંધતા નહિ. તે પવિત્ર છે. ફક્ત આ બધું કામ નાટકી છે. તે દરેકને પોતાના પગ આગળ નચાવવા માગે છે. તે સુંદર તરકીબો શોધી કાઢે છે. એકને કાંઈ કહે છે. બીજાની આગળ વળી બીજું કાંઈ કહી બતાવે છે, અને આંખો નચાવે છે! તે બકુલને માટે બહુ લાગણી બતાવે છે. તે છે માયાળુ. કોઈનું નુકસાન કરવા માગતી નથી. પણ તમારા શરીરનું એકેએક હાડકું ભાંગી જાય તો એક રતિભાર પરવા કરે એવી નથી. તમને બચાવવા માટે એક આંગળી પણ એ હલાવે નહિ." વિશાલખા અટકી. તેના ગુસ્સાથી તે ગૂંગળાઈ ગઈ. તેનો ક્રોધ શરીરમાં સમાતો ન હતો. તે બહાર કાઢવા માગતી હતી. પણ શબ્દો મળ્યા નહિ. વિશાલખા એક પૂરી ગુજરાતણ હતી. તે અન્યાયની સામે ઝઝૂમતી હતી. તે બોલતી હતી ત્યારે અચ્યુત તેની સામે જોઈ રહ્યો. વિશાલખાનો ઉશ્કેરાયેલો ચહેરો, તેના ટૂંકા ગમે તેમ વિખરાયેલા વાળ અને થરથર ધ્રૂજતા તેના પાતળા હોઠમાં અચ્યુતને અદ્‌ભુત સૌંદર્ય દેખાયું.

"મને દુ:ખી કેમ કહ્યો? મારે વિષે કંઈ જાણો છો?" અચ્યુતે પૂછ્યું.

"હા."

"શું?"

"હું તમારા જન્મ વિષે જાણું છું."

"કોણે કહ્યું?"

"બીજું કોણ આ તમારી મનોરમાએ. પણ ગભરાતા નહિ. દરેકને જેમ મારા પિતા વિષે કહે છે તેમ તમારી માતા વિષે કહ્યું હશે."

"વારુ. મારી મનોરમા કેમ કહી ?"

"કેમ ! આટલી બધી વાર વાત કરતા બેઠા હતા તેથી."

"પણ હું તો કાંઈ બોલ્યો નથી. બધો વખત તે જ બોલતા હતા."

વિશાલખા આગળ ચાલી. વચમાં એક બાંકડો આવ્યો, તેના ઉપર બેઠી. અચ્યુત પણ પાસે બેઠો. આસપાસ મોગરો ને ગુલાબના ઝાડો ઊગ્યા હતા. તેની મીઠી સુગંધ આવતી હતી. વિશાલખાએ પૂછ્યું, "કેમ નિશાળ જોવા આવવાના છો ? એમાં તમને રસ નહિ પડે, મુખ્ય માસ્તર એક સનાતની શાસ્ત્રી છે. ખરાબ નથી. વળી એક છોકરો નિશાળમાં બહુ ચબરાક છે."

વાતનું રૂપ બદલાયું તે પ્રમાણે વિશાલખાના મોંનો રંગ બદલાયો. તે સ્વસ્થ થઈ, અને પોતે બધું કહી નાંખ્યું તેનો પશ્ચાત્તાપ કરતી હોય એવું લાગ્યું. અચ્યુતને કોઈ મહત્ત્વના પ્રશ્નો વિષે વાદવિવાદ કરવાનું કહ્યું. તેણે શરૂઆત કરી, "વિશાલખા, આજે આપણી વચ્ચે વાતચીત થશે એવી મને લેશ પણ આશા ન હતી. આપણે આ વાતચીતથી બહુ જ નજીક આવતા જઈએ છીએ. એટલે હું પણ ચોકખું કહી નાખું છું. તમારે માટે અહીં રહેવું એ દુઃખમય છે. પણ તમારા મામા બહુ માયાળુ માણસ છે. તે તમારો પક્ષ લઈને કંઈ કહેતા નથી ?" "મારા મામા માણસ નથી; અમલદાર છે. ધારાસભાના સભ્ય, પ્રધાન મંડળમાંની જોખમદાર વ્યક્તિ છે. પણ હું અત્યારે કોઈની રાવ કરતી નથી. કોઈ મારા કામમાં આડું આવતું નથી. મારી મામીનાં છમકલાં હું કંઈ ગણતી નથી. હું તદ્દન સ્વતંત્ર છું."

"ત્યારે તો તમે જે મને હમણાં કહ્યું તેને...."

"તેને તમે હસી કાઢજો. હું દુઃખી છું તેથી કોઈ મને દુઃખ દે છે એમ નથી. મને એમ લાગે છે કે હું ગુજરાતના દુઃખી નરનારીઓના દુઃખે દુઃખી થાઉં છું. ના. તેમ પણ નથી. હું દુઃખ સહન કરું છું, તેની સામે થાઉં છું, હું તેમની સામે બળવો ઉઠાવું છું.

હું તેઓને માટે ફાંસીને લાકડે ચડવા તૈયાર છું. જ્યારે મારા પિતા કાળા પાણીએ હતા, અને હું મારી મા સાથે રહેતી હતી, ત્યારે મને "કાળા પાણી"એ જવાની કેવી મરજી થતી હતી! મારા પિતાને મળવાને માટે નહિ, પણ દેશનિકાલ થયેલા, કાળા પાણીએ ગયેલા પોતાનું જીવન કેમ વીતાવે છે તે નજરે જોવા માટે! મારો સ્વભાવ ખરાબ છે. હું કાંઈ કરી શકતી નથી. અને કોઈનું ભલું થતું નથી."

વિશાલખાએ મોઢું ફેરવ્યું. તેનો હાથ બાંકડા ઉપરથી ઢળી ગયો. આ ઢળી પડતો હાથ અચ્યુતના ખોળામાં પડ્યો અને આમ અજાણ્યે સ્પર્શ થયો. અચ્યુત બહુ જ દિલગીર થયો. વિશાલખાએ હાથ લઈ લીધો. અચ્યુતથી તે ગભરાઈ ન હતી. પણ કોઈ તેને માટે સહાનુભૂતિ બતાવે એ તેને ગમતું ન હતું.

તરૂઓની ઝાડીમાંથી થોડે દૂર કોઈ બીજી સ્ત્રીની સાડી દેખાવા માંડી. વિશાલખા ઊભી થઈ અને બડબડી, "જોયું, તમારી મનોરમાએ જાસુસ મોકલ્યો છે. મારી મામીએ અનુમાન કર્યું હશે કે હું તમારી સાથે બેઠી છું. ચાલો ઊઠો આપણે ઘરમાં જઈએ."

વિશાલખા ઊભી થઈ, અચ્યુત પણ ઊઠ્યો. તેણે તેના ખભા તરફ જોયું ને તેના મોં તરફ નજર કરી તો પાછો બાલીશ ભાવ તેનામાં દેખાયો! તે વધારે મોહક લાગી.

"તમે મારી સાથે ગુસ્સે નથી થયાને? કાલે નિશાળ જોવા જશું ને? આપણે તો દોસ્તદારો જ છીએ!"

જ્યારે અચ્યુત અને વિશાલખા પાછા ઘરમાં ગયા ત્યારે ઉપરની અગાસીમાંથી મનોરમાએ તેમને જોયા ને ગંગાદાસ જ્યાં પેલા દોસ્તદાર સાથે બ્રીજ રમતા હતા ત્યાં આવીને બોલી, "કેવી હવા ખરાબ છે! બહાર જવું સારું નથી." એમ કહીને ગંગાદાસનું ધ્યાન ખેંચ્યું અને બગીચામાંથી આવતા અચ્યુત, વિશાલખા તરફ નજર ફેંકી.

## પ્રકરણ ૧૪ મું

### બળવાનાં પગરણ

બે અઠવાડિયા એમ ને એમ પસાર થયા. બધું જ નિયમિત ચાલતું હતું. ગંગાદાસે દરેકનું કામ નિર્માણ કર્યું હતું. તે પ્રધાનની માફક સત્તાવાદી અવાજે બધું કામ સોંપતો. અને હંમેશની માફક મગરૂર, થોડા બોલો અને માયાળુ રહેતો. બકુલ રોજની માફક પાઠ વાંચતો. ફોઈબાનો સ્વભાવ એવો જ રહ્યો હતો. મહેમાનો આવતા અને જતા; વાત કરતા અને રમતા; અને કંટાળેલા લાગતા નહિ. અચ્યુતની સાથે મનોરમા હંમેશની માફક વાત કરતી પણ કોઈ કોઈ વાર વ્યંગ્યમાં કહી સંભળાવતી. અચ્યુત વિશાલખાની સાથે બહુ જ છૂટથી ભળવા લાગ્યો અને ઘણા ઉપયોગી વિષયોની તે ચર્ચા કરતો. તેની સાથે એક બે વાર નિશાળમાં જઈ આવ્યો પણ ત્યાં કંઈ સુધારા થઈ શકે તેવું લાગ્યું નહિ. વળી નિશાળમાં ઉનાળાની રજા પડી હતી.

પુરુષોત્તમ અને બીજાની સુચનાઓ પ્રમાણે તે કિસાનો ને મજૂરોના પ્રસંગમાં આવવા યત્ન કરતો હતો પણ તેને જણાયું કે હજુ તે તેમને પૂરેપૂરા ઓળખી શકતો નહિ. અચ્યુતે આખી જિંદગી શહેરમાં ગાળી હતી. તેની અને ગામડિયાની વચ્ચે એક મોટી ખાઈ હતી, જે ઓળંગવી બહુ મુશ્કેલ હતી. તે એક બે જણને મળ્યો પણ તેની પાસેથી અપ-

શબ્દો સિવાય બીજું કંઈ જાણવાનું મળ્યું નહિ. કારખાનાના મજૂરોને તેની સાથે વાત કરવાનો વખત હતો નહિ. અને મળે ત્યારે હંમેશા તેઓ કારખાનાની "ધૂન"માં જ હોય. તેને લાગ્યું કે આમ મળીને ભાષણ કરવા કરતાં તે સારા સારા પૅંફ્લેટો લખી છપાવે તો કંઈ પ્રચાર થાય. બે ચાર શબ્દો લખે ને તે બધું તેને વાસી જણાય એટલે ફાડી નાખે. છેવટે એમ વિચાર કર્યો કે વિશાલખાને મળવું ને તેનો અભિપ્રાય પૂછવો. આમ ધીમે ધીમે દિવસો પસાર થઈ ગયા. અચ્યુતમાં ધીમે ધીમે અજબ ફેરફાર થતો ગયો. તેને પોતાની "નિષ્ક્રિયતા" ઉપર કંટાળો આવ્યો. અને પોતાની જાતને તિરસ્કારવા લાગ્યો. પણ આત્માની અંદર શાંતિનું સુખ અનુભવવા લાગ્યો. આ બધું શાનું પરિણામ? શાંતિમય ગ્રામ્ય જીવન, ગ્રીષ્મ ૠતુ, તાજી હવા, સુંદર ખોરાક, સુંદર ઘર કે પછી એક સ્ત્રીના આત્માનો સુંવાળો સહચાર? ગમે તે હોય પણ તેને સુખનો અનુભવ થતો હતો. આ અનુભવ પણ એક જ દિવસના ધડાકાથી નાશ પામ્યો. તેને મુંબઈના મુખ્ય મથકથી જન્મશંકર પંડ્યાનો કાગળ મળ્યો કે સુરેશ અને રમેશ સાથે મળીને ત્યાંના વેપારી ગોકળદાસ સાથે મળવું અને કામની શરૂઆત કરી દેવી. વખત બિલકુલ ખોવો નહિ. આ કાગળથી અચ્યુત એકદમ ઉશ્કેરાઈ ગયો. તેમાં નિવૃત્તિ માટે ઠપકો હતો. આ શબ્દો અચ્યુતને સોંસરા ઊતરી ગયા. કમળનયન પાછો આવ્યો હતો. તે પણ ઘણો ઉશ્કેરાયેલો હતો અને આવેશમાં બોલ્યો.

"આજનું પેપર વાંચ્યું? મારા મિત્રનું મીદનાપુરમાં ખૂન થયું! આમ ને આમ આ મહાસભાવાદીઓ અને ત્રાસવાદીઓ દેશનું સત્યાનાશ વાળશે!"

"તેમાં મહાસભાવાદીઓનો તો હાથ જ હોય નહિ।" ગંગાદાસે કહ્યું.

"અરે! મારો મિત્ર, બિચારો કેટલો માયાળુ! કેટલો ભલો! હવે તો આ બધાને બાંધીને ફટકા લગાવીને ફાંસીએ ચઢાવવા જોઈએ. આ ધાંધલિયા નવજુવાનોને કંઈ ભાન નથી." અચ્યુતથી

ન રહેવાયું. તેણે યુવાનોની ભાવના, લાગણી અને ઉદ્દેશ સમજાવવા પ્રયત્ન કર્યો. કમળનયન ઉશ્કેરાયો અને જેમ તેમ બકવા લાગ્યો. ગંગાદાસે અચ્યુતનો પક્ષ કર્યો, મનોરમાએ પોતાના પતિનો પક્ષ પકડ્યો. વિશાલખા નિશ્ચળ રહી. વાત વાતમાં જમનાદાસનું નામ સાંભળીને અચ્યુત ગર્જ્યો, "દુનિયામાં કોઈ નહિ મળ્યું તે જમના-દાસનું ભાષણ ટાંકયા કરો છો? અડુકદડુકિયો છે એ તો. દૂધ અને દહીં બંનેમાં પગ રાખી નાચનારો......"

"બસ કરો. ખબરદાર જો એવા મોટા માણસનું તોછડાઈથી નામ દીધું તો—"

"તો તમે શું કરી નાખવાના હતા?"

ત્યાં તો ગંગાદાસ તેના ગંભીર અવાજે વચમાં પડ્યા અને પોતાને ત્યાં આવા કોઈ વાદવિવાદ—જેમાં માણસ સભ્યતા ભૂલી જાય—તે નહિ ચલાવી લે એમ જણાવ્યું. કમળનયને આવી જાતનો આક્ષેપ સામા પક્ષ ઉપર કરવો નહિ અને મી. અચ્યુતે જરા ખામોશી પકડવી. "મારા ઘરમાં – ગંગાદાસના ઘરમાં કોઈ ક્રાંતિવાદી નથી, કોઈ જાસુસ નથી, પણ ફક્ત પ્રમાણિક, ભલા માણસો વસે છે અને આવે છે. અને ગેર સમજૂતી દૂર થતાં એક બીજાને ભેટે એવા છે."

અચ્યુત અને કમળનયન કંઈજ બોલ્યા નહિ અને એક બીજાને ભેટ્યા પણ નહિ. બધાએ મૂંગા મૂંગા જમી લીધું. વિશાલખા નીચું જોઈ જમ્યા કરતી હતી. તેની મરજી અચ્યુતની તરફ થવાની હતી. પણ તે બતાવવા માગતી ન હતી. મનોરમાની કાતીલ આંખો તેની જ સામે જોયા કરતી હતી.

મી. કમળનયનને પણ બહુ લાગી આવ્યું. ભોજન પછી પાના રમતી વખતે કમળનયન રડતો રડતો કહેતો હોય એમ બોલ્યો કે ગંગાદાસે ઊગતા બળવાને દાબી દીધો તેથી તેને સંતોષ થયો હતો અને પોતાની બોલવાની કળાનો સારો ઉપયોગ કર્યો હતો.

## પ્રકરણ ૧૫ મું

## પ્રેમપાશનાં બંધન

અચ્યુત જેમ બને તેમ જલદી પરવારી પોતાના રૂમમાં ગયો અને અંદરથી ઓરડો બંધ કર્યો. વિશાલખા સિવાય તે કોઈને મળવા માગતો ન હતો. તેનો રૂમ છેક બીજે નાકે હતો. તેથી આમ તેમ તે રૂમમાં આંટા મારવા માંડ્યો. પછી બહાર નીકળીને વિશાલખાના રૂમના બારણા આગળ જઈ ખખડાવ્યું. રાતના દશ વાગી ગયા હતા. કંઈ જવાબ ન મળ્યો. ફરીથી બારણું ખખડાવ્યું. જવાબ ન મળવાથી બારણાં હડસેલ્યાં પણ અંદરથી બંધ હતાં. એટલે પાછો પોતાના રૂમમાં આવ્યો કે તરત જ વિશાલખાનો અવાજ બહાર સંભળાયો.

"અચ્યુત, તમે આવ્યા હતા?"

તે એકદમ કૂદ્યો અને બહાર ઓસરીમાં આવ્યો. વિશાલખા હાથમાં એક સળગતી મીણબત્તી લઈને દરવાજે ઊભી હતી.

"હા...હું હતો."

"આવો." એમ કહી આગળ આવીને બીજા એક ખાલી રૂમનું બારણું ઉઘાડ્યું, "ચાલો આપણે અહીં જઈએ. ત્યાં કોઈ આવે તેમ નથી."

અચ્યુત પાછળ પાછળ ગયો. વિશાલખા બોલી, "હું સમજી

શકું છું. શા માટે તમે મને મળવા માગો છો. આ ઘરમાં મારે કે તમારે માટે જગ્યા નથી."

"હા. હું તમને મળવા માગું છું. પણ જ્યારથી તમને હું ઓળખી શકયો ત્યારથી આ ઘરમાં હું દુઃખી નથી."

વિશાલખા વિષાદમય હસી, "બહુ જ ઉપકાર તમારો. પણ તમે અહીં વધારે વખત રહેવા માગો છો?"

"મને નથી લાગતું કે રહેવા દે. મને થોડા વખતમાં કાઢી મૂકશે."

"પણ તમારી મેળે જવું નથી?"

"મારે-ના."

"શા માટે નહિ."

"તમે સાચી વાત જાણવા માગો છો? કારણ એ જ કે તમે અહીં છો."

વિશાલખાએ માથું નીચું નમાવ્યું અને ઓરડાની અંદર આગળ વધી. અચ્યુતે બોલવાનું ચાલુ રાખ્યું, "મારે અહીં રહેવું જોઈએ. તમને ખબર નથી પણ હું આજે તમને બધું કહી દઉં છું. વિશાલખાની પાસે તે વધુ નજીક ઘસડાયો અને તેનો હાથ પોતાના હાથમાં લીધો. વિશાલખાએ તેનો હાથ ખેંચી લીધો નહિ પણ તેના તેજસ્વી ચહેરા સામે જોયા કર્યું.

"સાંભળો." એમ કહી પોતાની યોજના ને ઇચ્છાઓ જોરદાર શબ્દોમાં કહેવા માંડયો તેની જીભે આજે સરસ્વતી વસી રહી હતી. ઓરડામાં બે ત્રણ ખુરસીઓ હતી પણ કોઈ બેઠું નહિ. પોતે શા માટે ગંગાદાસને ત્યાં રહ્યો હતો, પોતાના જન્મ, કુળ વિષેની બધી વાતો કહી. જન્મશંકર પંડયાના કાગળોની વાત કહી. પોતે આટલા બધા દિવસ વાત છૂપી રાખી તેથી પશ્ચાત્તાપ કરવા માંડયો. વિશાલખા બહુ જ ધ્યાનથી સાંભળવા લાગી. પહેલાં તો રમણીય મૂંઝવણમાં પડી પણ પાછળથી તેના હૃદયમાં આભાર, ગર્વ, ભક્તિ

અને નિશ્ચલતાની લાગણીઓ ઉભરાઈ. તેની આંખો વધુ તેજસ્વી બની ને મુખ પ્રફુલ્લિત થતું લાગ્યું. તેના હોઠો હસુહસુ થઈ રહ્યા હતા. તેનો બીજો હાથ અચ્યુતના હાથમાં આવ્યો. તે આજે અદ્ભુત સુંદર દેખાતી હતી.

અચ્યુત બોલતો અટક્યો અને વિશાલખાના મુખ સામે જાણે પહેલી જ વાર જોતો હોય એમ જોઈ રહ્યો. તેણે નિઃશ્વાસ નાખ્યો ને બોલ્યો, "ઠીક થયું મેં તમને બધું કહી દીધું."

"હા સારું કર્યું. હવે હું તમે કહો તેમ કરવા તૈયાર છું. હું તમારા દેશ–સેવાના કાર્ય માટે ગમે તે કામ કરવા તૈયાર છું. મને ગમે ત્યાં મોકલશો ત્યાં જઈશ. તમે કહેશો તે બધાં કામો કરીશ." તે એટલું બોલી અટકી. એક શબ્દ વધારે બોલત તો તેની આંખમાં આંસુ આવત. તેનો સ્વભાવ આજે મીણની જેમ નરમ બની ગયો. તેને પ્રવૃત્તિ – કાર્ય કરવાની, અને આત્મત્યાગની જબરી તમન્ના લાગી હતી. બારણાની બીજી બાજુએ શાંત પણ ઉતાવળા ને સાવધાની ભરેલાં પગલાં સંભળાયાં. વિશાલખા ટટ્ટાર ઊભી થઈ ગઈ. બન્ને હાથ લઈ લીધા. તેનો સ્વભાવ બદલાયો અને તિરસ્કાર-યુક્ત હાસ્ય હસીને બોલી, "હું જાણું છું, આ પળે બારણા પાછળ કોણ સાંભળે છે તે. મનોરમા મામી સાંભળતી લાગે છે. પણ તેની આપણને કંઈ પરવા નથી." પગલાંનો અવાજ બંધ પડી ગયો. વિશાલખા અચ્યુત તરફ ફરીને બોલી.

"મને કંઈ કામ સોંપો. હું શું મદદ કરું? બોલો — જલદી બોલો."

"વાર છે. આજે સુરેશની ચીઠ્ઠી આવી છે."

"ક્યારે આવી?"

"આજે સાંજે મારે તેની સાથે જઈને કારખાનામાં મળવું જોઈએ."

"હા, હા, બહુ સારો માણસ છે."

"મારા જેવા?"

"નહિ, તમારા જેવા નહિ; તમે તો આજે મારા શું થયા છો તે ખબર છે?"

અચ્યુતનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. તેણે નીચે જોયું. આ છોકરી મારા જેવા ઘર વગરના ગરીબ કંગાળને ચાહતી હતી, જ્યાં કહે ત્યાં જવા તૈયાર હતી, તેની સાથે દેશ સેવાનાં બધાં કાર્યો કરવા તૈયાર હતી; આ છોકરી – વિશાલખામાં અચ્યુતને પ્રેમ, સત્ય અને ભલમનસાઈની મૂર્તિનાં દર્શન થયાં. માતૃપ્રેમ, ભગિનીપ્રેમ, પત્નીપ્રેમ–આ ત્રિવેણી સંગમનો યોગ થતો તેણે વિશાલખામાં નિહાળ્યો. દુનિયામાં જન્મીને તેણે મા, બેન કે સ્ત્રીનો પ્રેમ, અનુભવ્યો ન હતો. વિશાલખા તેને દેશની આઝાદીના સાક્ષાત અવતાર જેવી લાગી. માથું ઊંચે કરી તેની સામે જોયું અને કહ્યું.

"હું કાલે જાઉં છું અને જે વાત થશે તે હું તને કહીશ. હવે જે જે કામ કરીશ તે પહેલાં હું તને પૂછીશ."

વિશાલખાએ કહ્યું, "વહાલા, હું પણ તને તેવું જ વચન આપું છું."

'તને' શબ્દ બેઉના મુખમાંથી કુદરતી રીતે નીકળી પડ્યા.

"સુરેશનો કાગળ ક્યાં છે?"

"આ રહ્યો."

વિશાલખાએ કાગળ બહુ ધ્યાનપૂર્વક વાંચ્યો ને બોલી, "તમને આવા જોખમદારીના કામો સોંપે છે!" તે હસ્યો ને કાગળ ખીસ્સામાં મૂક્યો. "કેવું અદ્ભુત આપણે એક બીજાને ચાહીએ છીએ અને તે વિષે એક શબ્દ પણ બોલ્યા નથી!"

"કંઈ જરૂર નથી." વિશાલખા બોલી ને તેના સુંદર હાથો અચ્યુતના ગળામાં નાખીને પોતાનું માથું તેની છાતી સાથે ટેકવી ઊભી રહી. તેમણે ચુંબન કર્યું નહિ – પણ બેઉએ એકબીજાના હાથ જોરથી દાબીને રજા લીધી. વિશાલખાએ મીણબત્તી હાથમાં લીધી ને હોલવી નાખી. તે ધીમે પગલે પોતાના ઓરડાની અંદર ગઈ અને ઘસઘસાટ ઊંઘી ગઈ.

# પ્રકરણ ૧૬ મું

## ત્રિપુટીનો મેળ

બીજે દિવસે સવારે ઊઠતાં અચ્યુતને રાત્રીના બનાવથી કંઈ મૂંઝવણ જણાઈ નહિ. પણ જાણે કોઈ મહત્ કાર્ય થયું હોય એમ મન પ્રફુલ્લિત જણાયું. ગંગાદાસ શેઠના પાસે બે દિવસની છુટ્ટી માગી અને જવાની તયારી કરી. તે પહેલાં વિશાલબાને મળ્યો. તે પણ કંઈ ગભરાઈ ન હતી. અને છૂટથી 'વહાલા' શબ્દનો ઉપયોગ કરતી હતી. એણે કહ્યું કે, "સુરેશને ત્યાં જઈ જે કાંઈ બને તેની ખબર મને કહેજો." "ખચીત જ, આપણી મૈત્રી—આપણું ઐક્ય દેશસેવા માટે જ છે. આપણા દેશ હિતને કારણે જ!"

આ પ્રમાણે અચ્યુત વિચારતો હતો. તેના વિચારમાં સત્ય અને અસત્ય કેટલાં ભરેલાં છે તે પોતે જાણતો ન હતો.

સુરેશ તો પહેલાંના જેવો જ હતો. સુરેશને ત્યાં પહોંચ્યા પછી બંને સાથે જમ્યા. ગાડી જોડાવીને ફૂલચંદભાઈનું કારખાનું જોવા ગયા. ત્યાં રમેશ કામ કરતો હતો. રમેશને આગળથી ખબર હતી. તેઓએ ગાડીમાંથી ઊતરીને નામ આપ્યું કે તરત જ એક ઈજનેરના રૂમમાં લઈ ગયા ને માણસ રમેશને બોલાવવા ગયો. બારીમાંથી અચ્યુત અને સુરેશ કારખાનું જોવા માંડ્યા. કારખાનું ધમધોકાર ચાલતું હતું. બધી બાજુથી કામના અવાજો આવતા હતા. યંત્રોનો ધણધણાટ,

શાળો ચાલવાનો અવાજ, ચક્રોનાં ગોળ ફરવાનો અવાજ. પટ્ટાઓની ફટાફટ, પીપો, ટ્રોલીઓ, ખટારાઓ ભરી ભરીને માલની આવ જા, મજૂરો અને મજૂરણોની ગાતી ગાતી કામ કરવાની ઢબ એ બધો સુંદર દેખાવ જોઈ રહ્યાં. એક સામટા હજાર માણસો ખૂબ જોરથી બોલતા હોય એટલો અવાજ થતો હતો. પણ સફાઈ, ચોકખાઈ કે વ્યવસ્થિતપણાનું ત્યાં નામનિશાન ન હતું. તેથી ઊલટું જ્યાં ત્યાં કચરો, બારીના ફૂટેલા કાચ અને અવ્યવસ્થાનું સામ્રાજ્ય હતું. એક મોટું કચરાવાળું પીપ વચ્ચોવચ્ચ રાખવામાં આવ્યું હતું. થોડે દૂર ઈંટનો ઢગલો પડ્યો હતો. એક ઠેકાણે કાદવમાં એક કુક્કર આળોટતું હતું. અચ્યુતે સુરેશ સામું જોયું ને બોલ્યો.

"રમેશની શક્તિ વિષે મેં ખૂબ સાંભળ્યું હતું, તેથી મને આ અવ્યવસ્થા જોઈ અજાયબી થાય છે."

"અવ્યવસ્થા નથી પણ એ તો આપણી ગુજરાતી ટેવ. તેમાં રમેશનો વાંક નથી. ફૂલચંદભાઈનો સ્વભાવ તમે જાણો છો?"

"જરાએ નહિ."

"તે તો મુંબઈનો મારવાડી છે."

આમ વાત કરતા હતા ત્યાં રમેશ આવ્યો. તે શરીરે ઊંચો, પાતળો, પહોળા ખભાનો પણ ઝાંખાં ભવાં ને પોપચાં વાળો હતો. લાંબો પાતળો ચહેરો, જાડા હોઠ, મોટા દાંત અને ટૂંકી ગરદન જોઈ અચ્યુત આભો બની ગયો. ઈજનેરના જેવો તેણે પોષાક પહેર્યો હતો. તેની સાથે તેનો ખાસ બેડીકાં પદમશી હતો.

રમેશ બહુ જ ધીમેથી બંનેની પાસે આવ્યો અને દરેકનો હાથ લઈ પોતાના હાથમાં દબાવ્યો. તેણે એક ખાનું ઉઘાડ્યું અને તેની અંદરથી સીલબંધ કવર કાઢીને પદમશીને બોલ્યા વગર આપ્યું. તે લઈને પદમશી બહાર ચાલ્યો ગયો. ત્યારપછી તેના લાંબા પગ એક રંગીન સ્ટુલ ઉપર લંબાવીને આસાનીથી બેઠો અને એક સોફા

બતાવીને અચ્યુત અને સુરેશને બેસવા કહ્યું. સુરેશે પહેલાં અચ્યુતની ઓળખાણુ કરાવી. પછી મુદ્દાની વાત શરૂ કરી. અચ્યુતે જન્મશંકર પંડયાનો કાગળ બતાવ્યો. રમેશ વાંચવા માંડયોઃ બે હાથમાં જોરથી કાગળ પકડી તે અક્ષરે અક્ષર ગોઠવતો વાંચતો હતો. સૂર્યાસ્તનો ધીમો પ્રકાશ તેના મોં ઉપર પડતો હતો. અને વાંચતાં વાંચતાં તેના નસ્કોરાં ફૂલતાં હતા. કાગળ વાંચીને અચ્યુતને આપ્યો અને સુરેશની વાત સાંભળવા લાગ્યો. સુરેશ થાકયો ત્યાં સુધી બોલ્યા કર્યું. રમેશે કહ્યું, "અહીં બરાબર ખુલાસાથી વાત થતી નથી તમારે ત્યાં જઈએ તો કેમ ? તમે આવ્યા તો ગાડીમાં ને ? એ જ ગાડીમાં આપણે ત્યાં જઇએ."

"હા."

"તો એક કલાકમાં અહીંનું કામ પતાવી આવું ને કપડાં બદલી આવું."

અચ્યુતે પૂછ્યું, "તમારા કારખાનામાં કેમ કામકાજ ચાલે છે ?"

રમેશે આડું જોયું. "આપણે ત્યાં નિરાંતે વાત કરીશું." એમ કહી તે બહાર ગયો. કલાક પછી તો દરેક માળ ઉપરથી મજૂરો હારબંધ બહાર નીકળવા લાગ્યા. ત્રણે જણાં પણ ગાડીમાં બેઠા અને પદમશીએ પૂછ્યું. "પેલું કામ કરવાનું છે ?"

"ના હમણાં નહિ."

જ્યારે બીજલપુર પહોંચ્યા કે વાળું કરી ત્રણે જણા મોટી સિગારેટ સળગાવી વાતે બેઠા. રાતની વાત, અને તેમાંયે ગુજરાતી લોકોની વાત. જમ્યા પછી તો જાણે ડાયરો જામ્યો. આ વાદવિવાદમાં પણ રમેશ ઝાઝું બોલ્યો નહિ. ફક્ત સાંભળ્યા કર્યું. કોઈવાર અભિપ્રાય આપવાનો આવે તો ટૂંકમાં પતાવતો. રમેશ પોતે માનતો હતો કે ઇન્કિલાબ એટલો બધો નજીક ન હતો. પણ બીજાઓના જુસ્સા ઉપર ઠંડુ પાણી ન રેડવાને તે મૂંગો રહેતો. તે દૂરથી આ બધું જોવામાં આનંદ માનતો. પોતે મજૂરોની સાથે કામ કરતો હતો. તે

જાણતો હતો કે મજૂરોને ક્રાંતિની પરવા ન હતી. તેમને ઉશ્કેરવાની રીત જુદી હતી. તેથી તે અલગ રહેતો.

રમેશ એક નાગર ગોરનો છોકરો હતો. તેને પાંચ બહેનો હતી. બધીને નાગરગોરમાં પરણાવી હતી. તેને પણ ગોરપદું કરવા માટે અભ્યાસ કરાવ્યો હતો. પણ પિતાની આજ્ઞા લઈને ગણિત શીખ્યો ને ઇજિનેરી કામ શીખ્યો. શીખી રહીને એક અંગ્રેજના કારખાનામાં રહ્યો. જે તેના ઉપર બહુ જ હેત રાખતો. તેણે તેને વિલાયત મોકલ્યો. ત્યાં બે વર્ષ રહ્યો અને અંગ્રેજી ભાષાનું સારું જ્ઞાન મેળવ્યું. ગુજરાતના વેપારીને ત્યાં થોડું જ થયાં નોકર રહ્યો હતો. તે તેના હાથ નીચેના માણસો પાસેથી બહુ જ કડકાઈથી કામ લેતો. બધાનો તેના ઉપર પ્રેમ હતો. તેના બાપને તે બહુ જ વહાલો હતો. વાદવિવાદમાં તે શાંત જ રહ્યો ને જ્યારે સુરેશ મીલ-મજૂરો ઉપર ખૂબ આશા બાંધવા માંડ્યો ત્યારે તેણે ટૂંકાક્ષરી ન્યાય આપ્યો કે તેના ઉપર બહુ મદાર ન બાંધવો કારણ કે બીજા દેશના દેશના મજૂરો આપણે ત્યાંના જેવા નથી. આપણા મજૂર તો ગામડિયા જેવા છે."

"ત્યારે કિસાનોનું શું? ખેડૂતોનું શું? તેઓ બિચારા દેવામાં દબાયેલા છે અને ઘેટાં જેવા અજ્ઞાન છે."

"ત્યારે આપણો આધાર શો?"

"શોધો અને મળશે." તેના હોઠ ઉપર હાસ્ય હતું. અચ્યુતની સાથે બહુ જ સારી રીતે વર્તતો. તેને આ વિદ્યાર્થી ઉપર હેત આવ્યું અને લાગણી થઈ. અને એકવાર જ્યારે અચ્યુત જુસ્સામાં આવી જઈને શબ્દોનો ધોધ વહેવડાવતો હતો ત્યારે રમેશ ઊઠ્યો. લાંબા પગલે આગળ ચાલીને અચ્યુતના માથા ઉપરની બારી બંધ કરી આવ્યો. અચ્યુતે વક્તાની ઢબે તેની સામું જોયું ને બોલ્યો કે "તમને શરદી ન લાગે તેટલા માટે" અચ્યુતે તેના કારખાના સંબંધી વાત આગળ ચલાવી, "કેમ કોઈ સહકારી યોજના તમે દાખલ કરી છે

જેથી મજૂરો પણ ભાગીદાર બને ?" રમેશે કહ્યું, "મારા પરમ મિત્ર, મેં એક શાળા ને એક દવાખાનું કાઢયું છે પણ તેમાં તો ફૂલચંદભાઈ રાતા પીળા થઈ ગયા."

પણ અચ્યુતે જ્યારે મજૂર સંઘ એક ઠેકાણે બંધ કરી દાબી દેવામાં આવવાની વાત કહી ત્યારે રમેશ ગરજ્યો ને તેનો મજબૂત મુક્કો ટેબલ ઉપર લગાવ્યો ને તેના ઉપર મૂકેલાં ખડિયો કલમ ઊંચાં ઉછળ્યાં. સુરેશ અને અચ્યુતે સવારના ચાર વાગ્યા સુધી વાત કર્યા જ કરી. પોતાના એક કાર્યકરની મુસાફરી ને લાંબા કાગળોની વાત પણ બહુ જ ચુપકીદીથી કરવા લાગ્યા અને કહ્યું કે જ્યારે જાય ત્યારે અચ્યુત સાથે લઈ જાય. એક દિવસમાં વંચાઈ રહે એવા નથી. તેમાં કવિતા લખેલી હતી અને કવિતામાં ભારો ભાર સમાજવાદ ભરેલો હતો. પછી સુરેશ પંજાબી સુબેદારોની વાત કહેવા લાગ્યો.

ઘડિયાળમાં ચારના ટકોરા થયા. અચ્યુત ને સુરેશના પગ પણ ઊભા ઊભા લથડવા માંડયા હતા. રમેશ તો જરાયે થાક્યો ન હતો. ઊંઘવા માટે તેઓ જુદા પડયા અને બીજે દિવસે ગામમાં જઈ ગોકળિયાને મળવાનું નક્કી કર્યું. રમેશે કહ્યું, "તેમાં કંઈ માલ નથી."

## પ્રકરણ ૧૭ મું

## નવી મૈત્રીની શોધમાં

**સુરેશના** મહેમાનો હજુ ઊંઘતા હતા ત્યારે એક માણસ તેની બહેન મનોરમાનો કાગળ લઈને આવ્યો. કાગળમાં મનોરમાએ ઘરની કેટલીએક વાતો લખી હતી, અને એક ચોપડી જે પોતે લઈ આવ્યો હતો તેની માગણી કરી હતી. અને છેવટે તાજા કલમમાં બહુ જ આશ્ચર્યકારક બાબત લખી હતી કે તેની ભાણેજ વિશાલખા અચ્યુત નામના શિક્ષક સાથે પ્રેમમાં હતી. અને આ કંઈ તેણે ઊડતી ગપ સાંભળી ન હતી. પણ પોતાની સગી આંખે જોયું હતું અને કાને સાંભળ્યું હતું. સુરેશનો ચહેરો એકદમ કાળો પડી ગયો પણ એક શબ્દ બોલ્યો નહિ. અચ્યુત ઊઠીને સવારમાં નીચે આવ્યો ત્યારે સુરેશે ખૂબ આનંદથી વાત કરી અને પેલા કાગળો અચ્યુતને આપ્યા. પછી તે ખેતર ઉપર કામ જોવા નીકળી પડ્યો.

અચ્યુતે એકાંતમાં બેસી બધા કાગળો વાંચ્યા. તેમાં આત્મ-શ્લાઘા ખૂબ હતી. પોતે ક્યાં ગયો અને સવારથી સાંજ સુધી શું શું કર્યું તેનું લાંબું વર્ણન હતું. તેના લખવા પ્રમાણે તે ગયા મહિનામાં ૧૧ પ્રાંતો, ૯ મોટાં શહેરો, ૨૯ ગામડાંઓ, ૫૩ નાનાં

ગામડાંઓ, એક ખેતર અને સાત કારખાનાની મુલાકાત લીધી હતી. ૧૬ રાત તેણે ઘાસની ગંજીમાં પસાર કરી હતી. એક રાત તબેલામાં, અને એક રાત ગાયોની ગમાણમાં. કેટલાંએક માટીનાં ઝૂંપડાની મુલાકાત લીધી, મજૂરોની ચાલીમાં ફર્યો, ભાષણો કર્યાં, શિક્ષણ આપ્યું, પેંફલેટો વહેંચ્યા અને ખબર એકઠી કરી. કેટલીક બાબતોની ત્યાં ને ત્યાં નોંધ કરી, ચૌદ લાંબા કાગળો લખ્યા, ૨૮ ટૂંકા લખ્યા, ૧૮ ચીઠ્ઠી લખી તેમાં ચાર પેન્સીલથી લખેલી, એક લોહીથી, એક મેસ અને પાણી એકઠા કરીને અને બાકીની શાહીથી લખેલી. આ બધું અદ્દભુત રીતે તે કરી શકયો તેનું કારણ તે એ બતાવતો કે તેને ગાંધીજી, જવાહરલાલ વિ. નેતાઓની માફક કામની વહેંચણી કરવાની ટેવ હતી. પોતાની ચોવીસ વર્ષની જિંદગીમાં તેણે જીવન અને વિજ્ઞાનના ઘણા પ્રશ્નો છેડયા હતા, તે આખું હિંદુસ્તાન ઊંધું કરી નાખવા માંગતો હતો. કન્યાકુમારીથી કાશ્મીર સુધી ખૂણે ખૂણે ખૂંદી વળીને હિંદુસ્તાનને જાગૃત કરવાનો તેનો વિચાર હતો. કેટલાક કાગળો કોઈ સમાજવાદી બાઈને લખ્યા હતા તેમાં કવિતા હતી. તેનું તાત્પર્ય એ હતું કેઃ—

'ભલે, મુજ પ્રેમને ઉચ્છેદજો,
પણ ધ્યેય ઉર પર ધારજો.'

અચ્યુત ખૂબ હસ્યો. પછી ત્રણે મિત્રોએ ચા પીતાં પીતાં કંઈ વાત કરી નહિ. ચા પી રહ્યા પછી શહેરમાં સુરેશની ગાડીમાં ગયા.

ગોકળદાસ વેપારી દવાના વેપારીના પુત્ર હતા. તેના બાપ જે પૂંજી મૂકી ગયા હતા તેમાં તેણે કાંઈ વધારો કર્યો નહિ. તેની ઉમ્મર ચાલીસ વર્ષની હતી. શરીરે જરા સ્થૂળ અને મોઢે શીતળાનાં ચાંઠા હતા. આંખો ઝીણી હતી. તે ઉતાવળથી બોલતો અને અર્ધા શબ્દો ગળી જતો અને કંઈ થતું કે ખડખડાટ હસી પડતો. તે પોતાને સંસ્કારી ગણતો, પોતે કપડાં બંગાળી જેવા પહેરતો અને

બંગાળી હોવાનો દાવો કરતો. તેને લોકપ્રિય, અને પ્રસિદ્ધ થવાની મોટી ભૂખ હતી. "ગોકળદાસના નામનો ડંકો દશે દિશામાં વાગવો જોઈએ" એ ભાવનાથી આ ક્રાંતિવાદીની ટોળીમાં ભળ્યો હતો. તે કોઈ દહાડો મુશ્કેલીમાં પડતો નહિ. "જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે સત્તાવાળાઓનું મોઢું બંધ કરતાં મને આવડે છે. બધાં જ કાણાં સીવી શકાય છે, મોઢાં છંદાઈ જાય છે અને કાનોમાં પૂમડાં નાખી શકાય છે." એમ તે માનતો. તે વિધુર હતો. છોકરાં હતાં નહિ. તેની બેનનાં છોકરાં તેની પાછળ પાછળ ફર્યાં કરતાં. તેનું ઘર મોટું પત્થરનું બાંધેલું હતું. ઘર મોટું હતું પણ સ્વચ્છ ન હતું. કેટલાક ઓરડામાં પરદેશી ફરનિચર હતું. કેટલાકમાં એકલી ખુરશી હતી. જુદી જુદી જાતનાં ચિત્રો હતાં. તેમાં બધી ભેળસેળ જાત હતી. તેને ત્યાં માણસનો સારો ઠઠેરો રહેતો. તે બહુ થોડું વાંચતો. પણ સારા લેખો, વાક્યો ને શબ્દો ગોખી રાખ્યા હતા.

જ્યારે આ યુવાન ટોળી તેને ત્યાં ગઈ ત્યારે ગોકળદાસ પોતાના અભ્યાસના રૂમમાં મોટી સીગાર પીતો પીતો છાપું વાંચતો બેઠો હતો. તેઓને જોઈને તે કૂદયો, તેમને સામે લેવા ગયો. એકદમ ચા પાણી ને નાસ્તો લાવવાનો હુકમ કર્યો. તે સુરેશ અને રમેશને ઓળખતો હતો પણ અચ્યુતને મળ્યો ન હતો. અચ્યુત એક મોટો અભ્યાસી છે એમ જ્યારે તેણે સાંભળ્યું ત્યારે તે ખુશ થયો અને બોલ્યો, "શાબાશ શાબાશ, આપણું જોર વધતું જાય છે, વિદ્યા એ ભૂષણ છે."

અચ્યુતને લાગ્યું કે ગોકળદાસ શરમાય છે અને ગભરાય છે. અને હતું પણ એમજ. કોઈ નવા માણસને મળતો ત્યારે ખૂબ વિચાર કરતો. પછી તો બધી વાત છૂટથી કરવા માંડયો, 'હવે શરૂઆત કરવી જોઈએ. નસ્તર માર્યા સિવાય છૂટકો નથી.' એમ કહી સુરેશ સામે જોયું. ગોકળદાસે પોતાનો બધો પૈસો અને વેપારની બધી આવક દેશના કાર્યમાં વાપરવા તૈયાર છે એમ જણાવ્યું, તેટલામાં

નોકર નાસ્તો લઈ આવ્યો. નાસ્તો કરવાની શરૂઆત કરી ત્યાં એક નોકરે આવીને ગોકુળદાસને કંઈ કહ્યું. તે જોરથી બરાડી ઊઠ્યો, "આવું છું, આવું છું. ભાઈઓ, મને બહુ જ જરૂરી કામ આવી પડ્યું છે. જો રજા આપો તો હું જાઉં ! આપ જરૂર જમવા વખતે આવી પહોંચજો. મારે હજુ તો બે ત્રણ હજાર રૂપિયા આપણા દેશના કાર્ય માટે આપવાના છે." બધા ઊઠ્યા, ગોકુળદાસ દરવાજા સુધી આવ્યો ને કહ્યું, "જરૂર વખતસર આવી પહોંચજો."

"હા, હા, આવશું"

સુરેશ બબડ્યો, "સવારનો વખત નકામો બગાડ્યો. કંઈ કામ થતું નથી. આમને આમ વખત જાય છે."

રમેશે કહ્યું, "હું તો ગાડી કરીને કારખાને જઈ આવું છું."

સુરેશે કહ્યું, "ના, ના, ચાલો, રાણીના બાગમાં જઈને બેસીએ. બે માણસોના મોઢાં જોવાશે"–ત્રણેની ટોળી ચાલી. સુરેશ–રમેશ આગળ ને પાછળ અચ્યુત એમ બાગમાં ગયા.

# પ્રકરણ ૧૮ મું

## પુરુષોત્તમનું અચાનક આગમન

અચ્યુતનું મગજ આજે ખૂબ ચકડોળે ચડ્યું હતું. છેલ્લા બે દિવસોમાં ઘણા બનાવો બન્યા હતા. અને નવીન મૂર્તિઓ નજરે ચડી હતી. જીવનમાં પ્રથમ વાર એક બાળાના ગાઢ પરિચયમાં આવ્યો હતો. તે બાળાને તે હૃદયથી ચાહતો હતો. વળી જે ચળવળમાં તેની જિંદગી સમર્પણ કરવાની હતી તે ચળવળની શરૂઆત હતી. શું તે રાજી હતો? ના. શું ત્યારે તે હજુ ઢચુપચુ હતો? શું તે બીકણ હતો? ગભરાતો હતો? જરાએ નહિ. યુદ્ધમાં સૌથી મોખરે રહેવાની તેની અભિલાષા હતી? તે પણ નહિ. તે આ લડતમાં માનતો હતો? તેના પ્રેમમાં પણ તે અડગ હતો? બધું જ શંકાસ્પદ હતું. આ બોલવાનો કંટાળો કેમ, ઘાંટા પાડીને ભાષણો કરવા સિવાય બીજું બોલવાનો કંટાળો કેમ આવતો હતો? તેની ઘાંટા પાડવાની રીતથી તે તેના અંતરાત્માના અવાજને ડુબાડી દેવા માગતો હતો? અને આ સુરેશ અને રમેશ જેની તરફ તે પક્ષપાતી બન્યો હતો તે શું ગુર્જરરાષ્ટ્રના જ્યોતિર્ધર ન હતા? તો પછી આવી દિલગીરી શા કામની? આ કોતરી ખાનારી લાગણી શા કામની? જો આવો જ તું દુઃખી સ્વપ્નદ્રષ્ટા હો તો પછી ક્રાંતિકાર કેમ થવાશે?

તારે તો દિલ ઉશ્કેરનારી કવિતા લખવી જોઈએ. અરે ગુજરાતના હેમ્લેટ? તું તારા આત્માના પડછાયામાંથી કેમ છૂટશે? આમ વિચાર કરતો હતો તેવામાં મી. પુરુષોત્તમ બોલતા હોય એવો અવાજ સાંભળ્યો.

"વાહ ગુજરાતના હેમ્લેટ, હું તને જ જોઉં છું કે કોઈ બીજાને?" તે લંગડાતો લંગડાતો અચ્યુત પાસે આવ્યો ને તેનો હાથ પકડયો ને બોલવા માંડયો.

"પહેલી બાબત તો એ કે આપણે જાહેરમાં છીએ તે નિર્જન જગાએ – બાજુના ખૂણામાં જઈએ. બીજું આજે તમને નહિ મળ્યો હોત તો કાલે તો તમને મળત જ; અને ત્રીજી વાત એ કે તમારા દોસ્તને મારી ઓળખાણ આપો અને મને તેમની ઓળખાણ આપો." અચ્યુતે એક પછી એક બેઉને ઓળખાવ્યા. પુરુષોત્તમ બોલ્યો, "શાબાશ. હવે ચાલો જરા ટોળાથી દૂર જઈએ અને એકાંતમાં બેસીએ. ત્યાંથી ગર્વનરનો બંગલો, તેના બે ચોકીદારોની ઓરડી, ત્રણ બંદૂકવાળા પહેરેગીરો વગેરે દેખાશે. મારી જીભ જરા લાંબી છે માટે તમે જરાયે આશ્ચર્ય પામતા નહિ. હું જરા ગુજરાતી હાસ્યરસ ફેલાવવા માંગુ છું."

અચ્યુત બધાને એક એકાંત જગ્યામાં લઈ ગયો. ત્યાં બે ભિખારણો બેઠી હતી તેને પૈસો પૈસો આપીને વિદાય કરી. આમ આ નવયુવાન સભા વાદવિવાદ કરવા મળી. વચમાં પુરુષોત્તમે બધાને અટકાવીને કહ્યું.

"હું કેમ અહીં આવી ચઢ્યો તે તો કહેવાનું રહી ગયું. મારી બેનને ઉનાળામાં હવાફેર લઈ જવાનો મારો નિયમ છે. અહીં મારા બે સગા રહે છે–મોસાળ પક્ષના–તેઓ બહુજ ભલા છે. અને મારી બેનને પણ અહીં ગમશે એમ ધારી લઈ આવ્યો છું. હવે તમે અહીં ક્યાંથી? શું કરવાના છો? ક્યાં જવાના છો?"

અચ્યુતે કહ્યું, " અમે અહીં ગોકુળદાસને ત્યાં જમવા આવ્યા છીએ. "

" કેટલા વાગ્યે ? "

" ચારેક વાગ્યે. "

" તમે તેને આપણા કામે મળવાના છો ? જો તેમ હોય તો હું પણ તમારામાંનો છું એમ કહેશો અને હું પણ જમવા આવીશ. "

" ગોકુળદાસ પણ આપણામાંનો જ છે. "

" ત્યારે તો બહુ જ સારું. પણ હજુ આપણે જવાની વાર છે તેટલામાં પેલા મારા સગાને મળીએ ચાલો. "

" હા. પણ અમે તો તેને ઓળખતા નથી ! "

" કંઈ ગભરાવું નહિ. હું ઓળખાણ પાડીશ. એક સૂકા રણમાં લીલી વાડી જેવું છે. ત્યાં કોઈ જાતની ચર્ચા નહિ, વાદવિવાદ નહિ. નાનું બેઠું ઘર છે. ધણીધણિયાણી બંને વૃદ્ધ. જાણે કે એ કબૂતરોનું નિર્દોષ જોડું. તેઓ ભલાં પણ ખૂબ. એટલા બધાં ભલાં કે મૂર્ખ લાગે ! તેમને કંઈ સંતતિ નથી. એક સરખાં રંગનાં કપડાં પહેરે. અને ધણી પણ દાઢીમૂછ મૂંડાવે છે તેથી પુરુષ કોણ અને સ્ત્રી કોણ તે ન ઓળખાય ! પુરુષનું નામ મોતીભાઈ અને સ્ત્રીનું નામ મોતીબાઈ. ખાસ જોવા જેવી નવાઈની ચીજ છે. બહુ પ્રેમાળ છે પણ એક બાબત તે સહન નથી કરી શકતા તે એક બીડીનો ધુમાડો. તમને તો ખાસ તેના વિના નહિ ચાલે એવું યે નથી. કેમ આવશોને ? "

" અચ્યુત કહે, " મને કંઈ ખબર ન પડે. "

" ઊભા રહો. એક વાત કહેવાની રહી ગઈ. બેઉનો અવાજ પણ સરખો છે. આંખ મીંચી દો તો ખબર ન પડે કે આ મોતીશા બોલ્યા કે મોતીબા બોલ્યા ! તમે આપણી ચળવળનું મહાભારત કામ ઉપાડવાના છો. તે પહેલાં અહીં જરા ડૂબકી નહિ મારો ? "

"ડૂબકી ! આ ખાબોચિયામાં ?"

"હા. પણ ગંધાતું ખાબોચિયું નહિ. નીચેથી ઝરો ફૂટે છે તે પાણી ગંધાતાં નથી. તમે જો દોઢ સૈકા પહેલાં લોકો કેમ રહેતા હતા તે જોવા ઇચ્છતા હો તો ચાલો મારી સાથે. આવી તક ફરી મળશે નહિ."

"અચ્યુતે કહ્યું, "ચાલો જલદી જઈ આવીએ."

"રમેશે સંમતિ આપી ને પૂછ્યું, "અમારા આવવાથી તેમને અગવડ તો નહિ થાય ને ?"

"જરાએ નહિ."

ત્રણે યુવાનો ઊઠયા અને એ અદ્ભુત દંપતિના દિવ્ય દર્શન પામવાની કુતુહલવૃત્તિને સતેજ બનાવતા ધીમે પગલે આગળ વધ્યા.

## પ્રકરણ ૧૯ મું

## વણનોતર્યો મહેમાન

**પુરુષોત્તમે** મોતીશાહ તથા મોતીબાઈને ત્યાંથી પાછા આવતાં કહ્યું, "આપણે અઢારમી સદીમાં જઈ આવ્યા હવે વીસમી સદીમાં ઊડીએ. ગોકળદાસ એવો આગળ વધેલો માણસ છે કે કોઈ તેને ઓગણીસમી સદીનો ગણે જ નહિ."

"તમો ઓળખો છો તેને?"

"કેવો સવાલ? તમે આ મોતીશાહને ઓળખતા હતા?"

"ના. પણ તમે ઓળખાણ કરાવી."

"ત્યારે તમે મને ગોકળદાસની ઓળખાણ પાડજો. ત્યાં કંઈ છૂપી વાત કરવાની નથી ને? અને વળી માણસ ભલો છે; નવા માણસને જોઈ રાજી થશે."

"ઠીક. અહીંયાં ખાસ વિવેકની જરૂર દેખાતી નથી. ગામ જ એવું લાગે છે." સુરેશ બબડ્યો.

પુરુષોત્તમે માથું ધુણાવ્યું, "જોયું! મને ફટકો લગાવ્યો. હશે ભાઈ! પણ તમે આવા ક્રોધી વિચારો કરવાથી તમારું શરીર ગાળી નાખો છો."

સુરેશ તડૂક્યો, "અને તમે મારા નવા મિત્ર! તમને હું ચેતાવી દઉં છું કે મને મશ્કરીની ટેવ નથી. અને આજે તો જરાયે ગમતી નથી. તમે મારો સ્વભાવ ક્યાંથી જાણ્યો? આપણી આંખો પહેલ વહેલી મળી તેને જરાયે વખત તો થયો નથી, એટલી વારમાં મારો સ્વભાવ જાણી લીધો?"

"અરે, અરે, એટલા બધા ગુસ્સે નહિ થાઓ. તમારી તબિયત બગડશે. જુઓને ભાઈ રમેશ, તમને તો મોતીબાઈએ ભવિષ્ય જોઈ આપ્યું છે કે તમે તો શાંત અને ભલા માણસ છો, તે કહોને મેં કંઈ કોઈને ગુસ્સે કરવા કહ્યું હતું! હું તો તમારી સાથે ગોકળદાસને ત્યાં આવવાનું કહેતો હતો. હું તો બહુ નિર્દોષ પ્રાણી છું. સુરેશભાઈનો ચહેરો એવો હોય તેમાં મારો શો વાંક?" રમેશે તેના એક પછી એક એમ બંને ખભા હલાવ્યા. પછી બોલ્યો, "મી. પુરુષોત્તમ, તમે કોઈને માઠું લગાડી શકો એમ નથી. વળી ગોકળદાસને ત્યાં તમે જરૂર આવજો અને જેવો આનંદ આપણને મોતીશાને ઘેર મળ્યો તેવો જ ત્યાં તમને મળશે." પુરુષોત્તમ ધમકી આપતો હોય એમ ઊંચી આંગળી કરીને બોલ્યો, "તમે બોલવામાં કટુ પણ થઈ શકો છો. એમ? ઠીક પણ તમે આવવાના છો?"

"હું તો ખરો જ ને, આખો દિવસ તે માટે તો બગાડ્યો છે." રમેશે જવાબ વાળ્યો.

"ચાલો ત્યારે વીસમી સદી પર, અચ્યુતજી, તમે પ્રગતિવાળા નવયુવાન છો તો તમે આગળ ચાલો. અમે તમારી પાછળ પાછળ ચાલીએ."

"ચાલો આવો, પાછળ પાછળ, પણ પુરુષોત્તમ જૂની જૂની મજાકો બધી વાપરી ન નાખો, નહિ તો ભંડાર ખૂટી જશે."

"કંઈ ફિકર નહિ. તમારે માટે મારો ભંડાર અખૂટ છે."

"કેવો રમૂજી માણસ! અચ્યુતજી, જો આપણી ચળવળ માટે આપણે પકડાઈ જઈએ અને જો આપણને "કુરીયા મુરીઆ"ના ટાપુ

ઉપર મોકલી આપે, (પ્રભુ ન કરેને) તો આવાને તો રમૂજ કરવા સાથે જ લઈ લેવો."

સુરેશ મૂંગો મૂંગો ચાલતો હતો. દરમ્યાન ગોકળદાસને ત્યાં જમણુની તૈયારી ચાલી રહી હતી. શીખંડ વગેરે બરફમાં મૂકો રાખ્યો હતો. ગોકળદાસે તેમને ખૂબ ધાંધલ તથા અવાજ કરીને આવકાર આપ્યો, પુરુષોત્તમને જોઈને ખુશ થયો ને પૂછ્યું.

"આપણુામાંના છે ને?"

"હોવા જ જોઈએ. પૂછવાનું નહિ."

"હમણાં જ હું ગવર્નરને મળી આવ્યો. કોઈ સંસ્થાને સારુ પૈસા કઢાવવા માટે બહુ તજવીજ તેણે કરી" પછી વસનજી સાથે ઓળખાણ કરાવી, "બહુ જ ઉપયોગી ને સાચી ખંતથી કામ કરે એવો છે" વસનજીએ બધાની સામે આંખ મીંચામણા કર્યા ને વંદન કર્યાં. ગોકળદાસ બોલ્યો, "ગૃહસ્થો, ચાલો થાળીઓ તૈયાર છે." પહેલાં તો બધાને ભૂખ ઉઘાડવા માટે આદુ ને મરીનો મસાલો ચખાડ્યો. ગોકળદાસ બધાને આગ્રહ કરવા માંડ્યો. પુરુષોત્તમની જીભ ચાલ્યા જ કરતી હતી. અચ્યુત મનમાં ગુસ્સે થયો હતો. સુરેશ ઉશ્કેરાયેલો હતો. રમેશ બધાનું નિરીક્ષણ કરતો હતો.

સૌને માયાદેવીની અસર થવા માંડી. બધાએ જોરથી વાતો કરવા માંડી. સુરેશે કહ્યું, "બસ, મવાલપક્ષને હાંકી કાઢો એટલે બધું આપણુને જ સર થશે." રમેશે કહ્યું, "મવાલપક્ષ પૈસાદાર અને ઉચ્ચ વર્ગમાં પ્રચારકાર્ય કરે છે. આપણે નીચલા વર્ગોમાં–દલિતોમાં–મજૂરોમાં તથા પછાત વર્ગોમાં કામ કરવું જોઈએ." ગોકળદાસ બોલ્યો. "જહનમમાં જાય એ બધો વર્ગ. નહિ જોઈએ તે બસ નહિ જોઈએ. એક ફટકે સાફ. સુરતમાં જોયું ને? ખપાટીઓ ચકલો. બસ જીન્દાબાદ."

"પણ એમ ઉતાવળિયાં પગલાં ભર્યે શું લાભ? એ તો બારીમાંથી ભુસ્કો મારવા જેવું છે."

ગોકળદાસ તતડીને બોલ્યો "હું કૂદીશ બારીમાંથી બહાર અને આ વસનજી પણ કૂદશે. બસ તેને કહેવાની જ ખોટી છે. બસ અચ્યુતજી, કેટલા જોઈશે? હજાર આપું? જોઈએ તો બીજા હજારનો ભોગ આપું! જા, વસનજી, લઈ આવ હજાર."

"આ લાવ્યો" કહી વસનજી બહાર ગયો. પુરુષોત્તમ બોલ્યો, "ત્યાગ, બલિદાન, શબ્દનો બહુ જ વિચિત્ર ઉપયોગ. એકસો બસો રૂપરડી કાઢી આપી તેમાં ત્યાગ અને બલિદાનની વાતો!"

ગોકળદાસ ઉશ્કેરાયો: "હા, હા લો ઉપાડો બીજા હજાર. અચ્યુત લો, જોઈએ તો બીડી વાળીને પી જાઓ." અચ્યુતે ભાંગથી ભીની થએલી નોટો ઉપાડીને ખીસામાં મૂકી. બધાની જીભ છૂટી થઈ હતી. કોઈની જીભ લથડાતી હતી. હવે વધારે અહીં રહેવામાં સાર નથી એમ સમજી અચ્યુતે જવાની વાત ઉપાડી. રમેશે કહ્યું, "બસ વંદેમાતરમ્. હું તો મારા કારખાનામાં જાઉં છું." એમ કહી જૅકેટના બટન બંધ કરી મોઢામાં સિગારેટ નાખી, લાંબા ડગલા ભરતો બહાર નીકળ્યો. અચ્યુતે સુરેશની સામા જોઈ કહ્યું, "આપણી તો ગાડી છે ને? ચાલો ઘેર." આ પ્રમાણે આ પાર્ટી અર્ધ ભાનમાં ગુલતાન કરતી વિદાય થઈ.

# પ્રકરણ ૨૦ મું

## એક પ્રેમનાં બે પ્રતિસ્પર્ધી

આકાશ રાતના વાદળાંથી અહીં તહીં છવાયેલું હતું. ગાડાનો ચીલો વચ્ચે વચ્ચે દેખાતો હતો. આસપાસની ચીજો કોઈવાર દેખાતી. ગાડી ધીમે ધીમે પસાર થતી હતી. રાત ઝાંખી હતી. પવન જોરથી ફૂંકાતો હતો. વરસાદ પણ ઝરમર ઝરમર પડતો હતો. જમીનની ગંધ પણ હવામાં આવતી હતી. હાંકનારને મુશ્કેલી પડતી હતી. તેથી ગાડી "રગસિયા ગાડા"ની જેમ ચાલતી હતી.

અચ્યુતે પૂછ્યું "આપણે ભૂલા તો નથી પડયાને?" સુરેશે જવાબ આપ્યો, "મને નથી લાગતું કે ભૂલા પડયા અને કદાચ ભૂલા પડયા તો એ આપણું બીજું કમનશીબ."

"પહેલું કમનશીબ શું થયું?"

"પહેલું એ કે દિવસ નકામો ગયો તે કંઈ ઓછું છે?"

"હા. ખચીત આખો દિવસ નકામો ગયો."

"ભાંગ ઓછી પીધી હોત તો સારું! મારું માથું તો ફાટ ફાટ થઈ રહ્યું છે."

"હું ગોકળદાસનો વિચાર કરતો નથી. આપણે તો કંઈક પૈસા મેળવ્યા. કંઈ એમાં તો આપણો વખત નકામો નથી ગયો."

"તેમાં કંઇ જ દિલગીર થવા જેવું નથી અને બહુ રાજી થવા જેવું યે નથી. એ કમનશીબને હું કંઇ જ ગણુતો નથી."

"ત્યારે બીજું શું ?"

સુરેશે જવાબ ન આપ્યો. પણ ગાડીમાં વધુ સંકડાઈને ખૂણામાં બેઠો. અચ્યુતે ફરી વાત શરૂ કરી.

"પેલા કેવળરામના પત્રો તમે મને આપ્યા તેને બહુ જ મહાન ગણો છો ? તદ્દન અર્થ વગરના કચરા જેવા છે. મને માફ કરજો."

સુરેશ ગાડીમાં ટટ્ટાર બેઠો ને બોલ્યો "પહેલાં તો આ પત્રો વિષે જ આપણો મતભેદ છે. કેવા સરસ સુંદર કાગળો ! બીજું કેવળરામની મહેનત કેટલી ! અને લડતમાં કેટલા ઓતપ્રોત ! તેને "લડત"માં શ્રદ્ધા છે. ક્રાંતિમાં વિશ્વાસ છે અને અચ્યુતજી, તમે તો દૂધ – દહીંમાં પગ રાખો છો. તમને 'લડત'માં શ્રદ્ધા જ નથી."

અચ્યુતે પૂછ્યું, "એમ માનવાનું કંઈ કારણ ?"

"એ તો બધું સ્પષ્ટ જ દેખાઈ આવે છે, તમારા શબ્દોથી –તમારા આજના વર્તનથી. આજે જ ગોકળદાસને ત્યાં કોણે કહ્યું કે 'આજે મને તો એવાં કોઈ ચિહ્નો દેખાતાં નથી જેના ઉપર વિશ્વાસ બેસે.' તમને જે ઠીક લાગે તે કહો. તમને જે ઠીક લાગે તે વિચાર ધરાવો. પણ મેં દુનિયામાં એવા મનુષ્યો જોયા છે કે જે પોતાનું સર્વસ્વ–પોતાનો પ્રેમ પણ પોતાના સિદ્ધાંતો ઉપર ન્યોછાવર કરી દે છે. તમે આજે તેમાંનું કંઈપણ કરી શકતા નથી."

"આજે જ કેમ ? આજે શું છે ?"

"એમ ડોળ ન કરો. તમે પ્રેમમાં ફાવેલા છો. તમે વિજય મેળવ્યો છે."

ગાડીવાળાના કાન ઊંચા થયા તે અચ્યુત જોઈ રહ્યો અને બોલ્યો, "તમે શું કહો છો તે મારી સમજણમાં ઊતરતું નથી."

સુરેશ પરાણે જોરથી હસ્યો, "હેં – ? તમે કાંઈ જાણતા નથી ! હું બધું જ જાણું છું. હા–હા–હા–ગઈ કાલે તમે કોની સાથે પ્રેમના પ્રલાપો કર્યા, તમારા મધુરા શબ્દોએ અને મધુર મુખે કોને મુગ્ધ કર્યાં તે પણ જાણું છું. વળી, હા-હા રાતના દશ વાગ્યા પછી તમે કઈ વિશાલખાના રૂમમાં હતા, તે બધું જ જાણું છું."

અચ્યુત સડક થઈ ગયો. ગાડીવાને બૂમ મારી: "લગામ પકડો. હું નીચે ઊતરું છું ને ખાઈ છે કે શું તે જોઉં છું."

સુરેશે લગામ પકડી. અને ગાડીવાન પાછો જગ્યાએ આવ્યો એટલે આપી દીધી ને બોલવા લાગ્યો, "અચ્યુત, તમારો વાંક નથી. તમે તો તમારી જગ્યાનો લાભ લીધો. આપણા "કોઝ" ને માટે તમને કંઈ લાગતું નથી તેમાં કંઈ નવાઈજ નથી. તમારા મન ઉપર બીજીજ બાબત છે, અને સ્ત્રીઓ શું કરશે તે તો બ્રહ્મા પણ જાણી શકયા નથી."

અચ્યુતે કહ્યું, "હવે હું સમજ્યો, તમે આટલા કેમ ચીડાયા છો તે. હું જાણું છું કે કોણે અમારા ઉપર જાસુસપણું કર્યું છે અને કોણે તમને ખબર આપ્યા છે."

"અરે તેમાં કાંઈ બહુ ગર્વ લેવા જેવું નથી. 'રાણીને ગમ્યો તે રાણો – પછી ભલેને હોય કાણો.' બધાજ **નબાપા** એવા નસીબદાર હોય છે." સુરેશ ક્રોધમાં બોલ્યો. બોલતાં બોલાઈ ગયું ને પછી થંભી ગયો. અચ્યુત સફેદ પૂણી જેવો થઈ ગયો. તેણે પોતાના હાથમાં નખ મારી લોહી કાઢયું. તેને લાગ્યું કે હમણાંજ તે સુરેશની ગળચી પકડશે. અને આ અપમાનનો બદલો તેને ખૂન સિવાય બીજો ન લાગ્યો.

એટલામાં ગાડીવાન બોલ્યો, "હવે બરાબર બેસજો. રસ્તો જડી ગયો છે; જુઓ આપણા ઘરની બત્તીઓ દેખાઈ. આ આવી પહોંચ્યા. બરાબર બેસજો."

અચ્યુત ધીમેથી પણ દૃઢતાથી બોલ્યો, "મારું જે અપમાન તમે કર્યું છે તે ઉપરથી આજની રાત પણ તમારા ઘરમાં મારાથી રહેવાય નહિ. માટે મહેરબાની કરીને ઘેર પહોંચીએ કે તરત જ તમારી ગાડી મને આપજો કે હું મારા શેઠને ત્યાં જાઉં, કે ગામમાં બીજે કોઈ ઠેકાણે પડી રહું ને સવારે મારો રસ્તો લઉં."

સુરેશનું મોં પડી ગયું. તે બોલ્યો, "અચ્યુત! અચ્યુત! ઈશ્વરની ખાતર ઘરમાં આવ! હું તારે પગે પડું! માફી માગું! ભૂલી જા – મારા અર્થ વગરના શબ્દો ભૂલી જા. હું કેવો પાપી!" એમ કહી પોતાની છાતીમાં મુક્કી મારી. ફરી તે ગળગળતે અવાજે બોલ્યો, "અચ્યુત ઉદાર થાઓ. તમારો હાથ આપો. આપણે મેળવીએ; અને કહો કેઃ—

"હું તને માફ કરું છું."

અચ્યુતે હાથ લાંબો કર્યો. સુરેશે હાથ જોરથી દબાવ્યો. ઘર આવ્યું ને ગાડી અટકી. પા કલાક પછી સુરેશ બોલ્યો, "અચ્યુત, મારું સાંભળ. મેં કહ્યું કે મેં પ્રેમને પણ સિદ્ધાંતની ખાતર તરછોડ્યો છે, એ વાત સાચી નથી. એ મારું જુઠાણું હતું; મારા ઉપર કોઈએ પ્રેમ કર્યો જ નથી. મને કોઈ ચાહતું નથી, મારે કોઈને તરછોડવાનું પણ નથી. મારો ચહેરો જન્મથી જ આવો છે. તેના ઉપર કોઈ પ્રેમ કરતું નથી એટલે મારે આત્મ-સમર્પણ સિવાય શું રહ્યું? તું તો સુખી છે. તું પ્રેમ કરી શકે છે. તારા ઉપર કોઈ પણ વારી જાય છે. જ્યારે હું છેતરાયેલો છું, દૂધથી દાઝેલો છું. એક બાળા હતી – ઘણી જ સુંદર, તે મારા ઉપર પ્રેમ કરતી હતી પણ તેણે દગો દીધો ને એક કાળા બંગાળીને પરણી ગઈ. અને વિશાલખા, તેણે મને છેતર્યો નથી. મને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે તેનું દિલ મારી તરફ દોડતું નથી. અને પછી તારી તરફ દોડ્યું. અને તે તો સ્વતંત્ર છે. દિલ ચાહે ત્યાં પ્રેમ અર્પી શકે છે."

અચ્યુત બોલ્યો, "જરા થોભો! મને તેણે શું આપ્યું છે? તેનું દિલ નહિ. હું ખાત્રીથી કહું છું કે તમારી ખબર, પછી તે ગમે તેના તરફથી મળી હોય, સત્યથી વેગળી છે. મન આપ્યું હશે, શરીર નહિ."

સુરેશ બોલ્યો, "હું એ જ કહું છું. મન તેણે આપ્યું છે. પણ હવે મારી બહેને ખબર આપ્યા તે મને ઈજા કરવા નહિ. મારી તરફ તેનું કંઈ વલણ નથી, પણ તારી તરફ તથા વિશાલખા તરફ તો તે ઘૂરકે છે જ. બસ, હવે એટલી વાત પૂરતી છે."

"હા તે તો મને ખબર છે."

સુરેશ બોલ્યો, "મારી છેલ્લી બેડીઓ તૂટી છે. બંધનો છૂટાં થયાં છે. ગોકળદાસ ગમે તે લવારો કરે પણ હવે 'લડત'નું ગૂમડું પાકી ગયું છે. નસ્તરની જરૂર છે. અને યાહોમ કરી ઝંપલાવવાનો વખત આવ્યો છે. કેવળરામ કહે છે કે 'બધું જ તૈયાર છે.' ભલે તમે તેમાં ન માનો."

અચ્યુત મૂંગો રહ્યો.

"તમારી વાત સાચી પણ હોય. જો આપણે બધું જ તૈયાર થઈ જાય ત્યાં સુધી રાહ જોવાની હોય તો આપણે શરૂઆત જ કરી શકીએ નહિ. આપણે સો ગરણે એકી સાથે પાણી ગાળવા માંગશું તો કોઈ ગરણામાંથી પાણી જ પડશે નહિ. પહેલી લડત વખતે, કોણ ધારતું હતું કે આપણામાંના દેશદ્રોહીઓ થોડો વખત પણ પ્રધાનમંડળ સ્થાપશે? માટે જ મેં તો 'લડત' શરૂ કરી દેવાનો નિશ્ચય કર્યો છે."

અચ્યુતે સુરેશની સામે જોયું પણ તે તો આંખ મીચીને બેઠો હતો. મૂછો ચાવતો ને હોઠ કરડતો સુરેશ ફરી બોલ્યો. "હા, મેં નિશ્ચય કર્યો છે. હું બહુ જીદ્દી છું, મમતી છું અને પૂરેપૂરો ગૂજરાતી છું."

એમ બોલતો સુરેશ ઊભો થયો. તેના શયનગૃહ તરફ ઘસડાતો હોય તેમ ચાલ્યો; અને ચકચકીત ફ્રેમમાં મઢેલી વિશાલાક્ષાની છબી લઈ આવ્યો. અને ધીમા પણ દઢ અવાજે બોલ્યો:

"અચ્યુત, લે આ છબી. થોડા વખત પહેલાં મેં મારે હાથે તે આલેખી છે. મને આલેખતાં સારું આવડતું નથી, પણ આકૃતિ તો બરાબર તેને જ મળતી આવે છે. લો. અચ્યુતજી, મારા તરફની ભેટ સ્વીકારો, અને તેના તરફના મારા સઘળા હક્કો પણ સ્વીકારો. મારે કંઈજ હક્ક ન હતા તે હું જાણું છું, પણ હું તેના પર સ્નેહ રાખવાનો હક્ક તમને સ્વાર્પણ કરું છું. તે બિચારી ભલી છે, અચ્યુત."

એમ બોલતાં બોલતાં તેની છાતી ભરાઈ આવી.

"લઈ લ્યો. મારી ઉપર ગુસ્સો ન કરો. હવે આ છબી મારે કંઈજ કામની નથી."

અચ્યુતે છબી લીધી. પણ હૃદયમાં એક તીવ્ર વેદના થઈ. તે કોઈનું ધન–કોઈનું સર્વસ્વ છીનવી લેતો હોય એમ લાગ્યું. સુરેશને જો ખબર હોત કે અચ્યુતના હૃદયમાં શી વ્યથા થતી હતી, તો તે આ ભેટ ન આપત. સોનેરી ફ્રેમ અને રંગીન માઉંટ વાળી ગોળ છબી લઈને તે ઊભો રહ્યો ને વિચાર કરવા માંડ્યો, "શા માટે હું કોઈનું જીવન–ધન લઈ ઊભો છું?" તેને સુરેશના આત્મ–બલિદાનની પ્રતીતિ થઈ.

"છબી પાછી આપું? અપમાન થશે તો? અને આ આકૃતિ ઉપર શું તેને સ્નેહ ન હતો? શું તેને તે ચહાતો ન હતો?"

અચ્યુતે સુરેશ સામે જોયું, પણ સુરેશની નજર તો જમીન તરફ ઢળેલી હતી. એક ઘરડો ચાકર રાતનો દીવો લઈને આવ્યો.

સુરેશે કહ્યું, "સૂવાનો વખત થયો. સાંજ કરતાં સવાર વધારે ડહાપણવાળી હોય છે. સવારે તમે ગાડી લઈ જજો. અને અત્યારે હવે જય સ્વદેશ." અને નોકર તરફ ફરીને બોલ્યો, "બુઢ્ઢા માણસ, તું પણ સૂઈજા ને મારા ઉપર ગુસ્સો ન કરતો."

વૃદ્ધ નોકર અજાયબ થતો ચાલી ગયો.

અચ્યુત તેના રૂમમાં ગયો. તેને પોતાનું જીવન કંગાળ લાગ્યુ. ભાંગ પીધી હતી એટલે માથું ખૂબ ભારે લાગ્યું. તેના કાનમાં ઘંટાનાદ સંભળાતા હતા. તારાઓ ચક્કર ચક્કર ફરતા લાગ્યા. આંખો બંધ કરી જોયું છતાં પણ તેમજ દેખાવા લાગ્યું. ગોકળદાસ, સુરેશ, પુરુષોત્તમ અને વિશાલખા એક પછી એક તેની આસપાસ ફૂદડી ફરતા લાગ્યા. અને પોતે એક નાના જીવની માફક અંદર ડૂબતો હોય એવું લાગ્યું. તેને લાગ્યું કે "ચાલ, સુરેશ પાસે જાઉં ને તેને છબી આપી આવું." એમ કરતાં કરતાં તે નિદ્રાધીન થયો.

બીજે દિવસે સવારે તે વહેલો ઊઠ્યો ને જવાની તૈયારી કરી. સુરેશ દરવાજે ખેડૂતોને લઈને ઊભો હતો. સુરેશે ઠંડી વિદાય આપી. ગાડી શહેર છોડીને બહાર ખુલ્લા મેદાનમાં આવી ને જોરથી ચાલવા માંડી. ઘોડા તેના તે જ હતા; પણ અચ્યુત મોટા ઘરમાં રહેતો હતો એટલે બક્ષિસની લાલચે ગાડીવાળો જોરથી દોડાવતો હતો.

અષાડ માસનો દિન હતો. રાત્રીના વરસાદ પડ્યો હતો. અને સવારમાં મીઠી સુગંધવાળો પવન વાતો હતો. અચ્યુત વિચારમાં એટલો બધો મગ્ન હતો કે તેણે કંઈ જ જોયું નહિ. અને શેઠનાના ગામમાં આવી પહોંચ્યો ત્યાં સુધી તેને કંઈ ખબર પડી નહિ. ઘર દેખાયું એટલે પહેલા માળ તરફ નજર કરી અને વિશાલખાની બારી સામે જોયું, "બરાબર છે. સુરેશનું કહેવું બરાબર છે. તે ભલી, સુંદર બાળા છે અને હું તેને ચાહું છું."

## પ્રકરણ ૨૧ મું

## પ્રેમપંથ પાવકની જ્વાળા

**અચ્યુતે** તેના કપડાં જલદીથી બદલી નાખ્યા ને બકુલને ભણાવવા બેઠો. જતાં જતાં તેને ગંગદાસ શેઠના મલ્યા તેને નમસ્કાર કર્યા. શેઠનાએ પૂછ્યું, "કેમ આવી પહોંચ્યા ને ?" પછી ચાલવા માંડયું. તે મહાન રાજદ્વારી પુરુષે મનમાં નક્કી કર્યું કે રજા પૂરી થાય કે માસ્તરને મુંબઈ પાછો મોકલાવી દેવો. અને તેટલો વખત આ મહાન ક્રાન્તિવાદી યુવાન શિક્ષકની ઉપર પૂરતી દેખરેખ રાખવી. પણ મનોરમાના વિચાર એટલા બધા ઉદાર ન હતા. આ એક નાના છોકરા જેવો અચ્યુત તેની અવગણના કરે એ વિચાર જ તેનાથી સહન થતો નહોતો; અને વિશાલખાએ જે ધાર્યું હતું તે ખરું જ હતું કે મનોરમાએ બારણા પાછળ ભરાઈને તેની ને અચ્યુતની વાત સાંભળી લીધી હતી. આ મહાન સ્ત્રી બધું કરી શકે તેમ હતી. અચ્યુતની ગેરહાજરીમાં તેણે તેની ભાણેજ વિશાલખાને કંઈ કહ્યું નહિ પણ એટલું તો સમજાવી દીધું કે તે બધું જાણતી હતી. અને તેને માટે બહુ જ દિલગીર હતી. તેના હૃદયનો તિરસ્કાર તેના મુખ ઉપર દેખાઈ આવતો હતો. અને જ્યારે જ્યારે તે વિશાલખાની સાથે વાત કરતી, ત્યારે તેનાં ભવાં તિરસ્કારથી અને દયાથી ઊંચાં ચઢી જતાં. આ એક સ્વછંદી છોકરી મોટી મોટી વાતો કરતી હતી અને

તેણે એક એકલવાયા ઓરડામાં ભરાઈને એક નજીવા માણસને ચુંબન કરીને પોતાની બધી મોટાઈ હલકી પાડી હતી. તેથી તે તેની સામે બહુ જ તિરસ્કારથી જોતી હતી.

ગરીબ વિશાલખા, તારા મગરૂર હોઠોએ હજી કોઈ પણ પુરુષનો સ્પર્શ કર્યો નથી. છતાં, આવું આળ મનોરમાએ તેના ઉપર મૂક્યું હતું ! પણ પોતાના પતિને તેણે આ વાત જણાવી ન હતી.

વિશાલખાને તેના પતિની હાજરીમાં કંઈક માર્મિક વચનો સંભળાવતી.

અચ્યુતે જમતી વખતે તેની નજર વિશાલખા ઉપર ફેરવી. તે આ વખતે વધારે પાતળી અને વધારે ફિક્કી પડી ગયેલી લાગી. આજે તે બહુ સુંદર લાગતી ન હતી. પણ જે હૃદયભેદી દૃષ્ટી તેણે અચ્યુત ઉપર ફેરવી તે તેના હૃદયની આરપાર નીકળી ગઈ. મનોરમા અચ્યુતની સામે જોયા કરતી હતી અને સુરેશે એને પત્ર વંચાવ્યો છે કે નહિ તે શોધી કાઢવા માટે મથતી હતી.

શ્રીયુત શેઠનાએ સાંભળ્યું કે અચ્યુત રમેશના કારખાનામાં ગયો હતો, તેથી તે વિષે ઘણા સવાલો તેણે પૂછ્યા. પણ આ નજીવા માણસ પાસેથી જેવા જોઈએ તેવા જવાબ ન મલ્યા. વિશાલખાએ રૂમમાંથી બહાર જતાં કાનમાં કહ્યું, "બહાર બગીચામાં આંબાના ઝાડ નીચે મારે માટે રાહ જોજો. હું હમણાં આવું છું."

અચ્યુત વિચારમાં પડ્યો કે વિશાલખાને જાણે હું વરસોથી ઓળખતો હોઉં એવું લાગે છે. હવે તો જો તે મારી સાથે ન બોલે તો મને જીવવાનું અસહ્ય થઈ પડે. પોતે તેના પ્રેમમાં પડ્યો હતો કે નહિ તે તેને ખબર ન હતી; પણ તેને તેના તરફ અજબ આકર્ષણ થતું લાગ્યું. અને તેના સિવાય હવે એકલા રહેવાશે નહિ એમ તેનું હૃદય કહેતું હતું.

જે આંબાની ઘટા વિષે વિશાલખાએ ઈસારો કર્યો હતો તેમાં સેંકડો આંબાનાં વૃક્ષો હતાં. ઝાડની ડાળીઓ આમતેમ પવનમાં ઝૂલી રહી હતી. અને કોયલો ટહૂકી રહી હતી. તે એક ઝાડની નીચે જઈને ઊભો રહ્યો અને વિશાલખાની આતુરતાથી રાહ જોવા મંડયો. એના હૃદયમાં અત્યારે શું મંથન ચાલી રહ્યું હતું તેનું તેને ભાન ન હતું. તે ફક્ત તેને મળવાને આતુર હતો. તેની સાથે વાત કરવા માંગતો હતો. તે અત્યારે એકાએક ધ્રૂજતો હતો. તેની નજરે એકાએક લાલ સાડી દેખાઈ. વિશાલખા દૂરથી આવતી દેખાઈ. પણ તે એની તરફ આવતી હતી કે કેમ તે કાંઈ નક્કી કરી શક્યો નહિ. પણ થોડી પળોમાં તો તેના હસતા મધુરા મુખડા સાથે નજીક આવીને ઊભી રહી. તેના હોઠ હસુ હસુ થઈ રહ્યા હતા. તેણે તેનો હાથ પકડ્યો. પરંતુ એક શબ્દ પણ બોલી શક્યો નહિ. વિશાલખા પણ શાન્ત હતી અને ઉતાવળી ઉતાવળી આવી હતી એટલે શ્વાસ ચઢ્યો હતો. થોડી વાર રહીને તે બોલી, "ચાલો કહો. તમે શું નિશ્ચય પર આવ્યા છો ?"

અચ્યુત આશ્ચર્યમાં ડૂબી ગયો અને બોલ્યો, "શાનો નિશ્ચય ?"

"ભૂલી ગયા ? તમે સુરેશને અને રમેશને મળ્યા ને પછી લડતનો શો વિચાર કર્યો ? પણ ઊભા રહો, આપણે કોઈ એકાન્ત જગ્યાએ જઈએ." એમ કહીને તે તેને થોડે દૂર ઘસડી ગઈ. અચ્યુત પાછળ ઘસડાતો ચાલ્યો. એક આંબાનું થડ પડી ગયું હતું તેના ઉપર બન્ને જણ બેઠા.

"ચાલો હવે વાત શરૂ કરો. આ બે દિવસ તો એવું અઘરું લાગ્યું ! ત્યાં તમે શું વાતચીત કરી તે અથથી ઈતિ સુધી કહો. મામી મનોરમાએ આપણી બધી વાતચીત સાંભળી છે."

અચ્યુતે કહ્યું, "તેણે સુરેશને પણ લખી નાખ્યું છે."

"એમ કે ?"

વિશાલખા ચૂપ રહી. તેના ગાલ ઉપર શેરડા પડયા. શરમના નહિ પણ હૃદયના પ્રેમના.

"મામી બહુ જબરા છે. તેને એમ કરવાનો કંઈજ હક્ક ન હતો. પણ તેની કંઈ પરવા નથી. હવે તમારા ખબર કહો."

અચ્યુતે બોલવા માંડયું. અને વિશાલખાએ સ્તબ્ધ થઈને એકી ટસે સાંભળ્યા કર્યું. અને વાતમાં જ્યાં જ્યાં તે ઉતાવળથી કહી જતો હતો તે ફરીથી કહેવા માટે તે આગ્રહ કરતી હતી. સુરેશે શું કહ્યું, ગોકળદાસનો વિચાર કેવો હતો અને રમેશનો શો અભિપ્રાય હતો તે તેણે શાન્તિથી સાંભળ્યો. પણ વચમાં વચમાં લડત કયારે શરૂ થશે તેને વિશે આતુરતાથી પૂછ્યા કરતી હતી. કેટલાંક હાસ્ય-રસનાં વર્ણનોથી તે અધીરી બનતી અને લડત વિષે જ બધું કહેવા વિનવતી. વિશાલખા બાળક ન હતી અને તેને નકામી વાતોમાં રસ નહોતો.

અચ્યુત સુરેશના વખાણ કરતો અને રમેશની સાથેના અભિ-પ્રાયમાં મળતો થતો હતો.

સુરેશ ઠંડો અને શાન્ત માણસ છે અને ખૂબ શક્તિશાળી અને પ્રભાવશાળી છે. તેને શું જોઈએ છે તેની તેને ખબર છે. તેનામાં આત્મશ્રદ્ધા છે. અને બીજાઓમાં શ્રદ્ધા જગાવવાની શક્તિ છે. એને કોઈ ચિન્તા નથી અને એનું મગજ સમતોલ છે. જ્યારે પોતે પોતાના મગજનું સમતોલપણું સાચવી શકતો નથી એ જ તેની મોટી ખામી હતી એમ બોલતાં તે વિચારસાગરમાં ડૂબી ગયો. અચાનક તેના ખભા ઉપર એક હાથ પડયો. વિશાલખા બોલી.

"અચ્યુત તમને શું થાય છે?" તેણે તેનો નાનો પણ મજબૂત હાથ તેના ખભા ઉપરથી ખસેડીને હાથમાં લીધો અને પ્રથમવાર જ તે હાથને ચુંબન કર્યું. વિશાલખા મધુરું મધુરું હસી

અને આશ્ચર્ય પામી કે તેમને આવું કેમ સૂઝયું ? તે વિચારમાં પડી અને પૂછવા લાગી.

"સુરેશે તમને મામીનો કાગળ બતાવ્યો ?"

"હા. બતાવ્યો."

"વારુ. ત્યારે તેને શું અસર થઈ?"

"સુરેશને ? એ તો ઘણો જ આબરૂદાર, પ્રતિષ્ઠિત અને સંપૂર્ણ નિસ્વાર્થી મનુષ્ય છે."

"તે–તે તો માનવતાની મૂર્તિ છે."

"એ તો હું જાણું છું."

વિશાલખા વળી પાછી ચિંતામગ્ન થઈ. અને જે થડ ઉપર તેઓ બેઠા હતા તેના ઉપરથી ઊભી થઈને બોલવા લાગી.

"બોલો! તમે શું નિર્ણય ઉપર આવ્યા ?"

"મેં કંઈજ નિર્ણય કર્યો નથી. કહું તો ખરું, કે આપણે જરા રાહ જોવી પડશે."

"પણ શા માટે ?"

"કારણ કે આપણને છેલ્લો હુકમ તે જ મળ્યો છે."

"કોના તરફથી ?"

"કેમ તમે જાણતા નથી ? વિશ્વાનંદ તરફથી. અને જ્યાં સુધી હુકમ આવે નહિ ત્યાં સુધી આપણાથી કામકાજ શરૂ થાય નહિ."

વિશાલખા અચ્યુત સામે જોઈ રહી અને પૂછ્યું.

"તમે આ વિશ્વાનંદને નજરે જોયો છે?"

"હા. જોયો છે. ફક્ત એક કે બે મિનિટ અને તે બે જ વાર."

"એ કેવો છે? દેખાવમાં અસાધારણ લાગે છે ?"

"હું તેનું વર્ણન કહી શકતો નથી. તે આપણો નેતા છે

અને સુત્રધાર છે. આપણા બધા ઉપર દોરીસંચાલન કરવાનું કામ તેના હાથમાં છે અને લડતમાં શિસ્ત પાળવી જોઈએ."

"એ દેખાવમાં કેવા છે?"

"દેખાવમાં તો ટૂંકા, બેસી ગયેલા ગાલવાળા, દાંતે બોખા પણ તેમની આંખોમાં અનુપમ તેજ છે. અને અખંડ જ્યોત જળ્યા કરે છે. તે બોલતા નથી; પણ હમેશાં આજ્ઞા કરે છે—હુકમ ફરમાવે છે.

"ત્યારે એને નેતા કેમ બનાવ્યા?"

"તે એક પ્રબળ ચારિત્ર્યવાળા કોઈથી પણ ન ચળે તેવા અડગ હિમાલય જેવા દૃઢ છે. આત્મત્યાગ તેનું બળ છે. તેના સત્યાગ્રહથી લોકો વિસ્મય પામે છે."

"ત્યારે રમેશ કેવા છે?"

"રમેશ દેખાવમાં સુંદર નથી; પણ એક સાદો, પ્રમાણિક અને ખંતીલો માણસ છે."

વિશાલખા તેની સામે જોઈ રહી, "તમારું મુખ પણ સુંદર છે. તમારી સાથે કામ પાડવું સહેલું લાગે છે."

"અચ્યુતને અસર થઈ. તેણે ફરીથી તેનો હાથ લીધો અને પોતાના હોઠ સુધી તે લઈ ગયો. વિશાલખાએ હસતાં હસતાં કહ્યું.

"હવે પ્રણયચેષ્ટા બહુ થઈ. મેં જ કંઈ તમારામાં ભૂત જગાડયું છે. અને મને ક્ષમા કરશો. મારી ભૂલ થઈ."

"શી ભૂલ કરી છે?"

"જ્યારે તમે બહારગામ ગયા ત્યારે તમારા ઓરડામાં જઈને તમારા ટેબલ પરથી એક કવિતાની નોટબુક ઉપાડી અને વાંચી. એ કવિતા તમારી છે?"

"હા તે મારી છે. અને તમે વાંચી તેથી હું જરાયે ગુસ્સે થયો નથી."

"જરાયે નહિ ત્યારે થોડા તો થયાને! તમે મને વિશુ કહીને બોલાવો છો ત્યારે હું બહુ રાજી થાઉં છે, પણ હું તમને નામ દઈને બોલાવી શકતી નથી. વારુ 'જ્યાં હું દટાઉં ત્યાં' તે કવિતા તમારી છે?"

"હા મારી છે. પણ તે કવિતાની યાદ ન આપો. મને દુઃખ થાય છે."

"બહુ જ શોકજનક તે કવિતા છે. આપણે મળ્યા તે પહેલાં તમે આ લખી હશે. તમારામાં સાહિત્ય વિષે જબરી તમન્ના છે. પણ તમે તો માતૃ-સેવાનો ઊંચો સિદ્ધાંત સ્વીકાર્યો છે."

"તમારો એવો અભિપ્રાય છે? હું તો ધારું છું કે માતૃ-સેવામાં વિનાશ સારો પણ સાહિત્ય સેવામાં વિનાશ નકામો."

"હા, વહાલા, તમારું કહેવું તદ્દન સાચું છે. પણ આપણો વિનાશ નહિ થાય. આપણે ઉપયોગી થઈશું, લોકસેવા કરશું અને ગ્રામ્ય જનતામાં ભળી જઈશું. તમને કંઈ ગૃહઉદ્યોગ આવડે છે?"

"નહિ."

"કંઈ ફિકર નહિ. જરૂર પડશે તો હું ઘંટી ચલાવીશ, રાંધીશ, કપડાં ધોઈશ અને શીવણકામ કરીશ. તમે જોજો અને તેમાંથી સુખ સુખ ને સુખ જ મળશે."

વિશાલક્ષા બોલતાં અટકી અને દૂર દૂર ક્ષિતિજમાં તેની આંખો દઢ કરી સ્થિર નજરે જોઈ રહી. અચ્યુત તેની કમર સુધી વાંકો વળ્યો અને કાનમાં કહ્યું, "વિશુ, હું તારે લાયક તો નથી?"

વિશાલક્ષાનું આખું શરીર કંપતું હતું. તે બોલી, "ચાલો ઘેર જઈએ; નહિ તો મામી મનોરમા શોધાશોધ કરી મૂકશે. હું તેની નજરમાં દોષિત ઠરી ચૂકી છું."

પછી બોલી, "તમે તેના પગે પડતા નથી તેથી ખૂબ નારાજ થયા છે. તે ગમે તે હોય મારે તો આ ઘર છોડવું જ પડશે."

અચ્યુતે પૂછ્યું, "છોડવું જ પડશે?"

"હા. તમારે અહીં રહેવાનું નથી. આપણે બેઉ સાથે જઈશું; સાથે કામ કરશું; અને સાથે રમીશું. તમે મારી સાથે આવશો ને?"

અચ્યુતે જવાબ આપ્યો:

"પૃથ્વીના અંત સુધી; જગતના કાંઠડે; અને તેની પણ પેલી પાર" એમ બોલતાં તેના અવાજમાં રણકારો આવ્યો. વિશાલખા તે સમજી, તેનો હાથ દબાવ્યો અને બોલી.

"ત્યારે મારો હાથ ગ્રહણ કરો. પરમપ્રિય વહાલા, એ હાથને ચુંબન કરો. એક મિત્રની માફક-એક જીવનસખીની માફક તેને દૃઢતાથી દબાવો."

એમ બોલીને બેઉ જણા દૃઢતાથી એક બીજાના હાથ પકડીને ઘર તરફ ચાલ્યા. સુખી અને હળવા હૃદયે તેઓ આગળ ચાલ્યા. રસ્તે ઊગેલું ઘાસ તેમના પગોને ચુંબન કરતું હતું. ઝાડ ઉપરનાં પક્ષીઓ ધીમું ગાન કરી રહ્યાં હતાં, છાયા અને પ્રકાશ તેમનાં વસ્ત્રો ઉપર સંતાકુકડી રમતાં હતાં. આમ તેઓ બન્ને આનંદમાં આગળ ધસ્યા જતા હતા.

# પ્રકરણ ૨૨ મું

## ઇજનેરની તપાસમાં

ગોકળદાસને ત્યાં જમ્યા પછી રમેશ પાંચ માઇલ ચાલીને પોતાને કારખાને પહોંચ્યો ત્યારે મળસ્કું થવા આવ્યું હતું. ચોકીદારે એને અંદર આવવા દીધો અને તે અંદર ગયો કે ડાઘીઆ કૂતરા તેની સામે ભસતા આવ્યા. પણ તરત જ રમેશને જોઈને પૂંછડી પટપટાવવા માંડયા. ચોકીદારે પૂછયું: "રમેશ શેઠ, રાતના કેવી રીતે આવ્યા ? ગાડી તો હતી નહિ." જવાબ મળ્યો, "અરે, રાતના ચાલી નાખ્યું. રાત્રે ચાલવાની મઝા પડે છે."

"રમેશને તેના તાબાના નોકરો વચ્ચે ગાઢ સંબંધ હતો. તેઓ ઉપરી તરીકે તેનું માન રાખતા, પોતામાંનો એક જ ગણતા અને તેને વિદ્વાનમાં લેખતા. તેઓ કહેતાઃ 'રમેશ કહે તે વેદવાકય' કોઈ એક અંગ્રેજ કારખાનું જોવા આવ્યો હતો તે રમેશથી અંજાઈ ગયો હતો. રમેશને તેણે તેની ભાંગીતૂટી હિન્દુસ્તાની ભાષામાં વિલાયત આવવાનું નિમંત્રણ આપ્યું હતું. ત્યારથી તે વધારે લોકપ્રિય થયો હતો.

બીજે દિવસે સવારે એકાએક તેને પૂર્ણાનંદે જગાડયો અને આસપાસનાં ખબરો કહ્યા અને સવાલો પૂછયા. એટલામાં તેનો કારખાનામાં જવાનો વખત થયો એટલે રમેશે તેનો કાળો સૂટ ચઢાવ્યો

અને કારખાનામાં કામ કરવા નીકળી પડચો અને જાણે મોટું યંત્ર હોય તેમ બધે ઠેકાણે ફરી વળ્યો.

ફરીથી પાછો એક વખત તેનો કાર્યક્રમ તૂટચો. રમેશ ઘેર આવ્યા પછી બરાબર પાંચ દિવસે એક નાની ફેટીન ગાડી તેના કારખાનાના કંપાઉંડમાં આવીને ઊભી રહી. ગાડી ઉપરથી એક નોકર જરીનાં કપડાં પહેરેલો ઊતર્યો અને એક છાપવાળો કાગળ રમેશને આપ્યો. કાગળ ઉપર લખ્યું હતું કે 'દિવાન બહાદુર ગંગાદાસ શેઠના તરફથી' કાગળમાંથી સુંદર સુગંધ આવતી હતી અને તે સરદાર સાહેબ શેઠનાના જ હસ્તાક્ષરમાં લખાયેલો હતો. તેમાં લખ્યું હતું, "ઓળખાણ વગર લખવા માટે ક્ષમા ચાહું છું. મારો વિચાર એક કારખાના બાબત તમારી સલાહ લેવાનો છે. આશા છે કે તમે ના નહિ પાડશો. સાદા કપડામાં આપણે સાથે મારે ત્યાં ભોજન લઈશું. માટે જરૂર આવશો."

તે સાથે બીજો કાગળ પણ રમેશને મળ્યો. તેમાં લખ્યું હતું કે 'કૃપા કરીને જલદી આવજો. તમારી અહીંયાં જરૂર છે. ગંગાદાસ શેઠનાને નહિ પણ મને.' કાગળ વાંચીને રમેશે વિચાર કર્યો.

"મારી પાસે સાદાં કપડાં તો છે. પરંતુ ત્યાં જઈ નકામો વખત બરબાદ કરવો!" તેણે અચ્યુતનો કાગળ ફરીથી વાંચ્યો અને નીચું જોઈ કંઈ ગંભીર વિચારણામાં પડચો હોય તેમ લાગ્યું. એટલામાં નોકરે પૂછ્યું, "સાહેબ શું જવાબ લઈ જાઉં?"

રમેશ બારી તરફ ઊભો રહ્યો અને પછી માથા ઉપર હાથ ફેરવીને બોલ્યો.

"હું આવું છું, તારા સાથે જ. કપડાં પહેરી લઉં." રમેશે પછી પોતાનાં નોકરને બોલાવ્યો અને ફરી કારખાના સુધી ફરી આવ્યો. આવીને કપડાં પહેરી લીધાં અને ગાડીમાં જઈને બેઠો.

જ્યારે રમેશને સરદાર શેઠનાની ગાડીમાં ઘોડાઓ પૂરપાટ

લઈ જતા હતા, ત્યારે ગંગાદાસ શેઠના પોતાના ડ્રૉઇંગ રૂમમાં બેસીને પોતાની પત્ની સાથે ચર્ચા કરતો હતો. તેણે કહ્યું કે, "મેં આજે રમેશને બોલાવ્યો છે ને આપણા કારખાનાના મેનેજર તરીકે રાખવા અને કારખાનાને સારા પાયા ઉપર મૂકવાને માટે બોલાવ્યો છે." તેને સ્વપ્ને એ ખ્યાલ ન હતો કે તે આવા મોટા માણસની માગણીનો અસ્વીકાર કરશે. મનોરમા બોલી.

"આપણી તો કાગળ બનાવવાની મીલ છે. કપડાં બનાવવાની નથી."

જવાબ મળ્યો, "એ બધું એકનું એક. બેઉમાં યંત્રો વપરાય છે. અને એ કુશળ ઈજનેર છે." મનોરમાએ કહ્યું: "ધારો કે તે કાપડના કામમાં જ હોશિયાર હોય તો?"

ફરીથી હસીને બોલી, "ધ્યાન રાખજો હોં. એક વાર તો ખતા ખાધી છે. અને બીજી વાર ભૂલ ન કરતા."

ગંગાદાસે જવાબ આપ્યો.

"તું અચ્યુત વિષે કહે છે? પણ મેં તો એમાં જરાયે ભૂલ નથી કરી. એક શિક્ષક તરીકે તો તે બહુ સારો નીકળ્યો છે. રોજને રોજ, એક જ જાતનું નથી બન્યા કરતું."

મનોરમાએ કહ્યું. "એમ કે! હું કહું છું કે દુનિયામાં એકનું એક રોજ બન્યા કરે છે. અને ખાસ કરી જુવાન માણસોને..."

"તું શું અચ્યુતની બાબતમાં કહે છે? શું એણે અહીં કંઈ નવાજૂની કરી છે?"

મનોરમાએ જવાબ આપ્યો "આંખો ઉઘાડી રાખો તો બધું દેખાય!"

ગંગાદાસે કહ્યું, "ઠીક ઠીક. એ બધું પછીથી. હાલ તો આ રમેશ આવે અને એ બિચારાને અજાણ્યું ન લાગે તેનું ધ્યાન રાખજે. અને તું ધારે તો બધાને ચપટીમાં પોતાના કરી લે

એમ છે. અરે, આ કમલનયન ક્યારે આવ્યા છે? એને તો મારા માણસો જ ગમતા નથી!"

એટલામાં નોકરે આવીને કહ્યું કે રમેશ આવી પહોંચ્યો છે. ગંગાદાસે કૂદકો મારીને ઊભા થઈને કહ્યું, "આવવા દો અને બેઠકના ઓરડામાં બેસાડો." એમ કરતો બેઠકનાં રૂમમાં ગયો. ત્યાં રમેશ સામો મળ્યો, ને કહ્યું કે "ભલે આવ્યા, ભલે આવ્યા" અને મનોરમા પાસે લઈ જઈને કહ્યું કે "આ મારા પત્ની મનોરમા." પછી મનોરમા સામે ફરીને બોલ્યો, "રમેશભાઈ ઇજિનેર છે." મનોરમા ઊભી થઈ અને તેની સામે મધુરતાથી હસી. રમેશે આ પતિપત્નીને એમનું નાનું નાટક ભજવવા દીધું. ગંગાદાસ તેને પૂછવા લાગ્યો.

"કંઈ ચા પાણી વગેરે લેશો?"

રમેશે જણાવ્યું કે એને હમણાં કંઈ જોઈતું નથી અને જરાય થાક લાગ્યો નથી.

ગંગાદાસે પૂછ્યું, "હવે આપણે કારખાને જઈશું?"

"જ્યારે તમે કહો ત્યારે હું તો તૈયાર જ છું."

"ગાડીમાં જઈશું કે ચાલતાં?" ગંગાદાસે પૂછ્યું.

રમેશે પૂછ્યું, "કેટલું આઘું છે?"

"આસરે અડધો માઈલ."

"ત્યારે ગાડીની કંઈજ જરૂર નથી. આપણે ચાલી નાખશું."

ગંગાદાસે એની ટોપી અને લાકડી મંગાવી અને બેઉ જણા ચાલી નીકળ્યા. રમેશે ખાદીનું અડધું પાટલૂન અને અડધી બાંયનું ખમીસ પહેર્યું હતું. તે આ મોટા ઘરનાં ડોળદમામથી જરાયે અંજાયો નહોતો. મનોરમાએ તેની સામે ટીકીને જોયું અને બોલી.

"તમારા કીમતી વખતમાંથી થોડા કલાકનો ભોગ આપી

તમે આવ્યા તે અમારા ઉપર બહુ જ મહેરબાની કરી." રમેશે જવાબ આપ્યો. "મારો વખત એટલો બધો કીમતી નથી અને હું કંઈ અહીંયાં લાંબો વખત રહેવાનો નથી."

એટલામાં લાકડી ને ટોપી આવી ગયાં ને ગંગાદાસ અને રમેશ કારખાના તરફ ગયા. તેઓ બહાર જતા હતા ત્યાં સામે કમળનયન મળ્યો. તેણે પૂછ્યું.

"કારખાના પર જાઓ છો?"

"હા. અમે કારખાને જઈએ છીએ. હું આ ઈજનેર સાહેબને મારી ભૂલો બતાવવા જાઉં છું."

રમેશ તરફ ફરીને કહ્યું, "આ કમળનયન, અહીં પાસેના જમીનદાર છે."

કમળનયને પૂછ્યું, "હું આવું સાથે?"

"હા. ચાલો. આવવું હોય તો."

તેઓ કારખાને પહોંચ્યા. ત્યાં આગળ એક પંજાબી જે મેનેજર હતો તે સામે મળ્યો. એની દાઢી મોટી હતી અને દાંત બનાવટી હતા. બધી બાબત ઉપર એમ જ કહેતો કે, 'હા એ એમ જ છે.' રમેશને કારખાનાના મજૂરોએ ઓળખી કાઢ્યો ને પ્રણામ કરવા મંડ્યા. રમેશે બધું તપાસ્યું અને કહ્યું કે "નાણાંનો નકામો વ્યય કરવામાં આવે છે. યંત્રો ઘણી હલકી જાતનાં છે, અને ઘણાં તો નકામાં છે. જોઈતાં યંત્રો છે નહિ."

ગંગાદાસે પૂછ્યું, "વ્યવસ્થા તો ઠીક છે ને?"

રમેશે જવાબ આપ્યો, "વ્યવસ્થા તો ઠીક છે પણ એમાંથી કંઈ ઉત્પન્ન થાય નહિ."

ગંગાદાસ વિચારમાં પડી ગયો હતો. તેણે થોડીવારે રમેશને કહ્યું, "તમારા મોઢા ઉપરથી લાગે છે કે તમે આ જગાથી ખુશ નથી

થયા. પણ આમાં શું શું ખામીઓ છે અને શું શું સુધારવાનું છે તે વિષે તમારો ખુલ્લા દિલનો અભિપ્રાય આપો." રમેશે જવાબ આપ્યો, "કાગળ બનાવવાનો મારો ધંધો નથી, પણ એક વાત કહું કે મોટા માણસોથી આવી રીતે હુન્નરઉદ્યોગના ધંધા થાય નહિ."

કમલનયને પૂછ્યું, "કેમ, એમાં હલકું ગણો છો તમે?"

રમેશે હસતાં હસતાં જવાબ આપ્યો:

"ના રે ના, હલકું હોય તો પણ પૈસાની ખાતર બધું કરવું પડે."

"તેનો શો અર્થ?" કમલનયને પૂછ્યું.

રમેશે જવાબ આપ્યો, "તેનો એ અર્થ કે, હાલના મોટા માણસો કાપડની અને બીજી ઘણી જાતોની મીલો કરે છે. પણ છેવટે વેપારીના હાથમાં તેઓ ફસાય છે."

કમલનયને પૂછ્યું, "ત્યારે શું અમારે કંઈ જ ધંધો કરવો નહિ?"

રમેશે કહ્યું, "રેલવેમાં છૂટછાટ મેળવવી, બેંકો સ્થાપવી, કરમાંથી છટકી જવું, એ બધી બાબતોમાં મોટા લોકો હોશિયાર હોય છે, પૈસા બધા એ લોકો જ બનાવે છે. સો દોઢસો ટકાના વ્યાજે ખેડૂતોને નાણાં ધીરે છે અને ખૂબ પૈસા જમાવે છે." કમલનયન કંઈ બોલ્યો નહિ. તે આવા જ વર્ગનો હતો અને રમેશના શબ્દો સાંભળીને ખૂબ ઊકળતો હતો. ગંગાદાસે વચ્ચે પડીને કહ્યું કે, "રમેશભાઈ, પહેલાં એવું હશે, પણ હાલ તો મોટાઓ દરેક કામકાજમાં આગળ પડતો ભાગ લે છે અને આજે તો પ્રગતિના ને સુધારાનાં પ્રતિનિધિ પણ છે."

રમેશે કહ્યું, "ગમે તેમ હોય પણ મોટાઓથી આરામ ન થાય."

કમલનયને બૂમ પાડી કહ્યું, "કેમ ન થાય?"

રમેશે કહ્યું કે, "તેનામાં બડેખાંપણું છે તેથી."

કમલનયન બોલ્યો, "બડેખાંપણું! મિસ્ટર, તમે શું બોલો છો તેનું ભાન છે?"

રમેશે કહ્યું, "હું જે બોલું છું તે પૂરો વિચાર કરીને બોલું છું."

ગંગાદાસ વચમાં પડ્યા અને જમવાનું તૈયાર થયું હશે જણાવીને બંનેને ઘર તરફ ઘસડ્યા.

## પ્રકરણ ૨૩ મું

## રમેશે કોઠું ન આપ્યું

**જમ્યા** પહેલાં ગંગાદાસે પોતાની પત્નીને બોલાવી ને તેની સાથે વાતચીત કરી, "જો, હું તો કંટાળી ગયો છું. કાગળની મીલ બરાબર ચાલતી નથી. રમેશ ચલાવી શકે એવો લાગે છે. ગમે તેવી રીતે તેને રાખવો પડશે. અધુરામાં પૂરું આ કમલનયન આવી પહોંચ્યો, એને તો જ્યાં ત્યાં ક્રાંન્તિવાદીની જ ગંધ આવે છે, અને ગમે તેને દબડાવવા તૈયાર થઈ જાય છે, એ એને ઘેર તો ગમે તેમ કરે પણ આપણે ત્યાં શું છે ?"

મનોરમાએ કહ્યું, "રમેશ એમ મનાઈ જાય એવો લાગતો નથી."

"ભલે તેમ ન લાગે, પણ તું તેની સાથે જરા સારો વર્તાવ રાખજે ને !"

મનોરમાએ ગંગાદાસની ઇચ્છાનુસાર બધું કામકાજ આટોપવા માંડયું. કમલનયનને તે મળી અને કમલનયન પણ મૂંગો થઈ ગયો અને હામાં હા ભેળવવા મંડયો. મનોરમાએ રમેશની બધા સાથે ઓળખાણ પાડી અને વિશાલખાની જોડેના પાટલા ઉપર જમવા બેસાડયો. રસોઈ પણ સરસ થઈ હતી અને ભાત પિરસાય તે પહેલાં ગંગાદાસે પાછી ફરી વાત કાઢી. રમેશ ટૂંકા જવાબ આપતો અને

વિશાલખા તેની સામે જોઇ રહેતી. બીજી બાજુએ કમલનયન વિશાલખાનાં વખાણ કર્યા કરતો હતો, પણ તેના બોલવા ઉપર કોઈ ધ્યાન આપતું નહોતું. અચ્યુતને આજે કોઇ સંભારતું નહોતું. જમણ પૂરું થયું ત્યારે બધાને માટે છાશ મંગાવવામાં આવી. રમેશે ના પાડી. એટલે મનોરમાએ ગંગાદાસને અંગ્રેજીમાં દૂધ મંગાવવાનું કહ્યું.

રમેશે કહ્યું, "હું બે વરસ ઈંગ્લંડમાં રહી આવ્યો છું અને અંગ્રેજી બહુ સારી રીતે જાણું છું. માટે મારાથી કંઈ ખાનગી કહેવું હોય તો બીજી કોઈ ભાષામાં કહેજો." બધા જ ખડખડાટ હસી પડયાં; પણ કમલનયનનો મીજાજ રહ્યો નહિ.

તેણે કહ્યું, "તમે વિલાયત જઈ આવ્યા છો ને ત્યાંની રીતભાત કંઈ શીખ્યા કે નહિ ?"

રમેશે જવાબ આપ્યો, "કેટલીક ઉપયોગી જણાઈ તે શીખ્યો અને ઘણી નથી શીખ્યો."

"બહુ સારું. ત્યાં અમીર ઉમરાવોનો વર્ગ છે કે નહિ ?"

"હશે, પણ હું એ લોકોમાં ફરતો હરતો નહોતો. હું તો મજૂરોમાં જ ફર્યા કરતો હતો."

"ત્યારે તમે આ દેશમાં જમીનદાર વર્ગ હોય એ ઇચ્છો છો કે નહિ ?"

રમેશે જવાબ આપ્યો, "પચીસ ત્રીસ વર્ષની અંદર તમારો જમીનદાર વર્ગ હતો ન હતો થઈ જશે."

કમલનયને કહ્યું, "તમે શા ઉપરથી ધારો છો ?"

"કારણ કે જમીન જ લોકોના હાથમાં આવી પડશે."

કમલનયને પૂછ્યું, "લોકો એટલે ?"

"વેપારીઓ."

"તે કેમ બને ?"

"વેપારીઓ ખરીદી લેશે."

"શું જમીનદારો પાસેથી ?"

"હા, જમીનદારો પાસેથી."

"ને કારખાનાનું પણ તેમજ કહેતા હતા? અને તેથી તમે ખુશી થયા ?"

"બિલકુલ નહિ !"

કમલનયને કહ્યું, "આ વેપારીઓ પણ લોકોમાંથી જ થયા છે ને ?"

રમેશે કહ્યું, "તેમાં પણ તમારી ભૂલ થાય છે, લોકો પણ ખોટા કામ કરે છે. પણ હમેશાં નહિ. આપણો વેપારી વર્ગ તો તુરત કામ કરે છે અને તેની મૂડીનો ઉપયોગ લોકોને ચૂસવામાં જ કરે છે. વેપારી માને છે કે લોકો તેને છેતરવા માગે છે અને તેથી તે લોકોને છેતરે છે."

કમલનયને કહ્યું, "ત્યારે લોકોનું શું ?"

"લોકો ઊંઘે છે."

કમલનયને પૂછ્યું, "તમે જગાડવા માંગો છો કે નહિ ?"

"માંગું છું પણ અઘરું કામ છે."

ગંગાદાસ વચ્ચે પડયા અને બોલ્યા, "ગૃહસ્થો, હવે બસ થયું. જુઓ, લોકોનો મત પણ વ્યાજબી છે. પણ હાલનું પ્રધાન મંડળ કેવું સુંદર કાર્ય કરી રહ્યું છે! તેનો દરેકે દરેક અમલદાર કેવાં પ્રજા ઉપયોગી કાર્ય કરી રહેલ છે! તેની ઉપર નજર રાખો. દેશમાં સાહિત્યની પણ જરૂર છે. અને છેવટે આપણને એ ત્રિરંગી યોજનાની પણ જરૂર છે. આપણે ધર્મ, ખેતીવાડી અને હુન્નર-ઉદ્યોગમાં ખૂબ આગળ વધવું જોઈએ."

કમલનયને પૂછ્યું, "સરકારની પાંખ નીચે ?"

ગંગાદાસે કહ્યું, "ડાહી અને પરોપકારી સત્તાની સહાય વડે."

રમેશ દૂધનો પ્યાલો પી ગયો. ગંગાદાસ તેને પોતાના રૂમમાં લઈ ગયો ને કહ્યું:

"જુઓ રમેશ, અહીંયાં તમે માલિક જેટલા સ્વતંત્ર રહી શકશો. આ સિગારેટ લો."

રમેશે સિગારેટ લીધી પણ કારખાનામાં રહેવાની ના પાડી. ગંગાદાસે કહ્યું :

"એકદમ ના ન કહો એમ કહો કે કાલે વિચાર કરીને કહીશ."

રમેશે જવાબ આપ્યો, "એમાં કંઈ ફેર નહિ પડે. હું તમારી દરખાસ્ત કબૂલ કરી શકીશ નહિ."

ગંગાદાસે કહ્યું, "કાલે વિચાર કરી જોજો, એમાં તમને કંઈ નુકસાન નહિ પહોંચે."

રમેશ કબૂલ થયો. બહાર આવી પોતાની ટોપી શોધવા માંડ્યો. એટલામાં અચ્યુત આવ્યો ને કાનમાં કહ્યું:

"ઈશ્વરની ખાતર ન જાઓ. આપણે હજુ વાત કરવાની છે."

રમેશે ટોપી પાછી મૂકી દીધી એટલે ગંગાદાસે કહ્યું, "રાતના તો અહીં રહેશો ને?"

રમેશે કહ્યું, "આપની જેવી મરજી."

આ જ વખતે વિશાલાખાએ એવી સાશંક વક્ર દષ્ટિ કરી કે રમેશ ઊંડા વિચારમાં પડી ગયો.

## પ્રકરણ ૨૪ મું

## મધરાતની મસલત

**રમેશ** જ્યાં સુધી અહીં આવ્યો નહોતો ત્યાં સુધી વિશાલખાના વિચાર એને વિષે જુદા જ હતા. પહેલી નજરે તે એક ઓચિયા જેવો લાગ્યો. તેણે એના જેવા પાતળા ઘણા માણસો જોયા હતા. પણ જેમ જેમ તેનું તે બારીકાઈથી નિરીક્ષણ કરતી રહી તેમ તેમ તેનામાં શ્રદ્ધાની લાગણી ઉત્પન્ન થઈ. આ શાન્ત પણ મજબૂત માણસ મોટી મોટી બડાશો હાંકતો ન હતો. કોઈને દગો દે એવો ન હતો. તે બધું સમજી શકે અને દરેકને મદદગાર થઈ શકે તેવો લાગતો હતો. તે આવી શ્રદ્ધાની લાગણી, એકલી વિશાલખામાં જ નહિ પણ કોઇ તેના પરિચયમાં આવતું તેનામાં પેદા કરી શકતો. તેની બોલવાની છટાથી જ તે ખુશ થઈ ગઈ હતી.

જમતાં જમતાં તેણે બેઉની સરખામણી કરી હતી. અને અચ્યુત કરતાં રમેશની તરફ ત્રાજવું વધારે નમતું હતું. અચ્યુતનો ચહેરો રમેશ કરતાં વધારે સુંદર અને મનોહર હતો. પણ અચ્યુતના ચહેરા ઉપર હમેશાં મૂંઝવણ, અધીરાઈ અને નિરાશા દેખાયા કરતી હતી. તે જાણે સળગતા દેવતા ઉપર બેઠો હોય તેવું લાગતું હતું. તે બોલવા જતો પણ બોલી શકતો નહિ અને ખૂબ હસતો. રમેશ

એથી ઊલટો તદ્દન સ્વસ્થ અને ભલભલાની પરવા ન કરે એવો લાગતો હતો. વિશાલખાએ વિચાર કર્યો કે આવા માણસની સલાહ લઈએ તો સારું, અને તેથી જ અચ્યુતને તેની પાસે મોકલ્યો હતો.

સાંજે કમલનયન આમ તેમ ફર્યા કરતો હતો. મનોરમાએ તેને પૂછ્યું, "કેમ કંઈ ખોવાયું છે કે ?"

કમલનયને કહ્યું, "હા. 'નામદાર' શબ્દ ખોવાયો લાગે છે. લોકો વાતચીતમાં તો 'નામદાર' શબ્દ વાપરતા જ નથી."

મનોરમાએ કહ્યું, "માફ કરજો કમલનયન, હું તમને શોધવામાં મદદ નહિ કરી શકું."

ગંગાદાસે જમતાં જમતાં જે નાનું ભાષણ આપ્યું હતું તેનાથી ઉત્તેજિત થઈને તેણે બે નાના બે ભાષણો આપ્યાં અને તેની અંદર તેણે ગુજરાતીઓની રાષ્ટ્રભાવના વિષે સુંદર ઉલ્લેખ કર્યો. અને 'બેઠાં બેઠાં ભર્યા ભંડાર પણ ખૂટી જાય' અને 'પગ જોઈને પાથરણું કરો' વગેરે કહેવતો બહુ જુસ્સાદાર ભાષણોમાં વાપરી પછી છેવટે સૂવાનો વખત થતાં સહુ વિદાય થયા.

રમેશને એક સુંદર ઓરડો આપવામાં આવ્યો હતો. તે પોતાના ઓરડામાં જઈને તરત જ પાછો અચ્યુતના ઓરડામાં ગયો. અચ્યુતે તેનો આભાર માન્યો અને રહેવા માટે ઉપકાર માન્યો.

રમેશે કહ્યું, "એમાં કંઈ મોટો ભોગ નથી આપ્યો; કારણ કે હું તમને ના પાડી શકતો નથી." રમેશ એક ખુરસી ઉપર બેઠો અને પૂછ્યું:

"શી ખબર છે?"

અચ્યુતે કહ્યું, "હું આ ઘરમાંથી નાસી જવા માગું છું."

રમેશે કહ્યું, "તમને કોણ અટકાવે છે?"

"ના. ના. મારે ઘર છોડવું નથી પણ નાસી જવું છે."

રમેશે કહ્યું, "તમે પગારના પૈસા આગળથી લીધા છે? એમ હોય તો મને કહો. કેટલા રૂપિયા અને હું......"

અચ્યુતે કહ્યું, "તમે સમજતા નથી, મેં કહ્યું કે મારે નાસી જવું છે એટલે એકલા નહિ!"

રમેશે તેનું માથું ઊંચું કર્યું અને પૂછ્યું:

"કોની સાથે?"

"જે બાળાને તમે આજે જોઈ છે તેની સાથે. અમે એક બીજાના પ્રેમમાં છીએ."

રમેશે પૂછ્યું, "આ લોકોની તે સગી થાય છે?"

"હા. પણ તે આપણા મતની છે અને કંઈ પણ કરવાને તૈયાર છે."

રમેશ હસ્યો, "અને અચ્યુત, તમે તૈયાર છો?"

અચ્યુત જરા ગુસ્સે થયો ને બોલ્યો, "કેમ એમ પૂછો છો? વખત પર ખબર પડશે."

"અચ્યુત, મને તમારે વિષે શંકા નથી પણ તમારા સિવાય આજે કોઈ લડત માટે તૈયાર નથી."

આ વખતે કોઈએ બારણું ધીમેથી ખખડાવ્યું અને તરત જ વિશાલખા અંદર આવી ને બોલી:

"રમેશ, તમે મને આ વખતે અહીંયાં આવેલી જોઈને આશ્ચર્ય પામ્યા નહિ હો. તેમણે તમને બધું કહ્યું હશે અને મારા ઉપર એક પ્રમાણિક બાળા તરીકે શ્રદ્ધા રાખો."

રમેશે કહ્યું, "મને તો ક્યારની જ ખાતરી થઈ છે."

રમેશ ખુરસી ઉપરથી ઊભો થઈ ગયો અને ફરી બોલ્યો:

"મને જમતાં જમતાં જ ખાતરી થઇ ગઈ હતી. અચ્યુતે

મને બધું કહ્યું છે પણ એક પ્રશ્ન પૂછું છું કે તમે કેમ નાસી જવા માંગો છો ?"

વિશાલખાએ કહ્યું, "કેવો સવાલ! લડતમાં હું મારું સર્વસ્વ અર્પણ કરવા માગું છું એ લડતના મહા યજ્ઞનો આરંભ થયો છે. અને હું શું આ ઘરમાં પડી રહું ? જ્યાં આગળ અસત્ય અને લુચ્ચાઈ ચાલતી હોય, અને જેના ઉપર મને પ્રેમ છે તેના માથાનાં વાળ પણ ભયમાં હોય અને હું......"

રમેશે તેને હાથેથી બોલતી અટકાવી ને કહ્યું:

"શાન્ત થાઓ. નીચે બેસો અને અચ્યુત તમે પણ બેસી જાઓ. આપણે બધા જ બેસીએ અને જો એ જ કારણથી તમે નાસી જતાં હો તો નાસવાની કંઈ જરૂર નથી. તમે ધારો છો એટલી બધી વહેલી લડત શરૂ થવાની નથી. આ બાબતમાં જરા વિચારપૂર્વક કામ કરવું જોઈએ. એકદમ કૂદકો મારવાની જરૂર નથી." વિશાલખાએ પોતાના શરીર ઉપર ગરમ શાલ નાખી હતી તે બરાબર ઓઢીને બેઠી અને બોલી:

"મારાથી અહીંયાં એક પળ પણ રહેવાય એમ નથી, મારું દરેક જણ અપમાન કરે છે. આજે જ પેલા ફઈબા ઈડિયેટ જેવા મારા બાપના વિષે ઉદ્દેશીને કહેતાં હતાં કે કડવા ઝાડમાંથી મીઠાં ફળ થાય જ નહિ. અને મનોરમા મામીની તો વાતો જ કરવી નહિ!"

રમેશે ફરી વાર અટકાવીને કહ્યું, "જુઓ, ફઇબા કોણ એ હું જાણતો નથી. અને કડવું ઝાડ કોને કહે છે તે મને ખબર નથી. એક મૂરખ સ્રી તમને મૂર્ખાઈ ભરેલા શબ્દો કહે અને તમે તે સહન ન કરી શકો તો તમે દુનિયામાં રહેશો કેવી રીતે ? દુનિયા તો મૂર્ખાઓથી ભરેલી છે. માટે તમારું આ કારણ વ્યાજબી નથી. બીજું કંઇ કારણ છે નાસી જવાનું ?"

અચ્યુત વચમાં બોલ્યો, "મને ખાતરી છે કે શ્રિયુત્ શેઠના કાલે જ એના ઘરમાંથી કાઢી મૂકશે. કોઈએ તેને કંઇ વાત કહેલી હોવી જ જોઈએ."

રમેશે કહ્યું, "તો નાસી શું કરવા જાઓ છો ?"

વિશાલખાએ કહ્યું, "હું પણ સાથે જવાની હતી તેથી."

રમેશે કહ્યું, "બળવો થવાનો છે, ઇનકિલાબ ફાટી નીકળવાનો છે એમ માનીને જો તમે જતા હો તો હું ફરીથી એકવાર કહું છું કે તમે ઉતાવળ કરો છો. પણ જો તમે એક બીજાનાં પ્રેમમાં હો અને અહીંયાં લગ્ન ન થઇ શકતાં હોય તો હું તમને પહેલાં અભિનંદન આપું છું અને બીજું, મારાથી બનતી મદદ તમને આપવા તૈયાર છું."

વિશાલખા ને અચ્યુતે તેનો એકએક હાથ પકડયો અને કહ્યું:

"અમને કહો કે અમારે શું કરવું ? જો ઈનકિલાબ હજુ દૂર હોય તો પણ તેને માટે ક્ષેત્ર તૈયાર કરવું પડશે અને તે બધી તૈયારીઓ અહીં નહિ બની શકે. માટે અમે બન્ને દુનિયામાં બહાર નીકળીશું. તમે કહેશો તે કરીશું અને મોકલશો ત્યાં જઈશું, જનતામાં ભળી જઈને તેમને માટે કામ કરીશું. જરૂર પડશે ત્યાં અમારા લોહી પણ રેડીશું."

રમેશે પૂછ્યું, "વારુ, તમે કયારે નાસી જવા માંગો છો ? અને કયાં જશો ?"

"આવતી કાલે જ પણ કયાં જવું તે નક્કી નથી."

રમેશે કહ્યું, "જો બીજી કોઇ જગ્યા નહિ હોય તો તમને મારે ઘેર નોતરું છું. મારા કારખાનામાં ખાલી ઓરડાઓ છે. ત્યાં હું તમને સંતાડીશ અને ઘણા માણસો આવવાથી સંતાવવાનું ઠીક પડશે. વળી તમારે લગ્ન કરવા હશે તો મારે એક પાડોશી ગોર મહારાજ છે. તે સુધારાના લગ્નો કરાવે છે."

અચ્યુતે પૂછ્યું, "તમારા શેઠ-માલિક ચિડાશે તો નહિ ને ?"

રમેશે કહ્યું, " તમે તેની કાળજી નહિ રાખો. એને તો કારખાનું ચાલે એટલે બસ. તમે કયારે આવશો તે મને જણાવી દો. "

વિશાલખાએ જવાબ આપ્યો, " પરમ દિવસે સવારે. નહિ તો તે પછી...... "

રમેશે વચમાં કહ્યું, " હું આખું અઠવાડિયું દરરોજ સવારે રાહ જોઈશ. " ફરી અચ્યુતને સંબોધીને રમેશે કહ્યું:

" આ બાળા વિષે બધું મને કહે. તે કોણ છે? તેનું જીવન અત્યાર સુધી કેવી રીતે ગયું છે? ને અચ્યુત, યાદ રાખજે, એને કંઈ થયું તો બધો ટોપલો તારે માથે છે. "

વિશાલખા પોતાના રૂમમાં ગઇ ત્યારે તેના ટેબલ પર એક ચીઠ્ઠી પડી હતી. તેમાં લખ્યું હતું: " હું તારે માટે દિલગીર છું. તું તારો નાશ તારા હાથે જ કરી રહી છે. શું કરે છે તેનો વિચાર કર. આંખ મીંચીને તું કેવી ખાઈમાં ગબડે છે તેનું તને ભાન નથી. શા માટે ને કોને માટે આ બધું...લી. મ."

ઓરડામાં મનોરમા વાપરતી હતી તે સેન્ટની વાસ પ્રસરી રહી હતી. વિશાલખાએ કલમ લીધી ને નીચે લખ્યું, 'મારે માટે તમે જરાએ દિલગીર ન થતાં. કોણે કોની દયા ખાવી તે તો પ્રભુ જાણે છે! હું એટલું જ જાણું છું કે કરોડો રૂપિયા મળે તો પણ તમારી જગ્યાએ ન રહું. લી. વિ.'

તેણે તે ચિઠ્ઠી તે જ ટેબલ ઉપર મૂકી. તેને ખાત્રી હતી કે તે મામીના હાથમાં જશે જ.

રમેશ બીજે દિવસે સવારે કારખાનાની વ્યવસ્થા કરવાની ના પાડીને ઘેર જવા નીકળ્યો. આખે રસ્તે તેને વિચાર આવ્યા જ કર્યા–વિશાલખાના ને અચ્યુતના. તે પોતે એક બાળાના પ્રેમમાં પડયો હતો–વિલાયત ગયો ત્યારે. અને જે દુકાનમાં તે બાળા કામ કરતી હતી તે દુકાનની આસપાસ કેટલીયે વાર ફર્યો હતો. વિશાલખા કરતાં તે કેટલી રૂપાળી હતી; પણ વિશાલખા એક ગુજરાતણ હતી. આમ વિચારતો હતો એટલામાં તેનું કારખાનું આવી પહોંચ્યું અને ગાડીમાંથી ઊતરી તરત જ કારખાનાના કામમાં લાગી ગયો.

## પ્રકરણ ૨૫ મું

## અચ્યુત-વિશાલખાનો ગૃહત્યાગ

**રમેશની** ચોકખી 'ના'થી ગંગાદાસને બહુ જ માઠું લાગ્યું હતું. તે માનતો કે રમેશ બહુ મોટો ઈજનેર ન હતો. વળી બધા ગુજરાતીઓને કળામાં, સાહિત્યમાં અને રાજ્યનીતિમાં થોડે ઘણું માની લેવાની ખોડ હોય છે એમ એ માનતો. ગંગાદાસે તેના પુત્ર બકુલને બોલાવીને કહ્યું કે હવેથી અચ્યુત પાસે ભણવા બેસતો નહિ અને બને તો બધા પાઠ મેળે કરી લેવા. ગંગાદાસે અચ્યુતને રજા આપી નહિ પણ તેના તરફ અણગમાથી જોવા લાગ્યો. પણ મનોરમાએ વિશાલખાને એમની એમ જવા દીધી નહિ.

જમવાના વખત પહેલાં બે કલાક અગાઉ તેઓ બેઠકના રૂમમાં ભેગા થયા. બેઉને લાગ્યું કે "યુદ્ધ"ની તૈયારી થઈ રહી હતી. અને એક પળની શાંતિ પછી બેઉ પાસે આવ્યા. મનોરમા જરા હસતી હતી. વિશાલખાએ હોઠ ઉપર હોઠ દાબ્યા હતા. મનોરમાએ આમ તેમ જોયું ને કુંડામાંથી એક પાંદડું ઉપાડી ચીરી નાખ્યું. પછી ખુરસી ઉપર આંગળીઓ વગાડીને બોલીઃ "શ્રીમતી વિશાલખા, આપણે એક જ ઘરમાં રહીએ છીએ પણ પત્રવ્યવહારમાં ઊતર્યાં છીએ.

વાત વિચિત્ર લાગે છે. અને મને વિચિત્ર વસ્તુ ગમતી નથી તે તમે જાણો છો."

"હા, પણ પત્રવ્યવહાર મેં નથી શરૂ કર્યો."

"તેમાં મારો જ વાંક છે પણ તમારામાં સારાસારના વિવેકની લાગણી કેમ જગાડવી તેટલા માટે જ તે શરૂ કર્યો છે."

"કઈ બાબતમાં સારાસારનો વિવેક નથી?"

"તમે બધું જાણો છો. ફક્ત મારી પાસે કહેવડાવવા માગો છો? તમારું વર્તન કંઈ બધાથી છૂપું રહ્યું નથી. ઘરના નોકરચાકરો પણ જાણે છે. ફક્ત દીવાન બહાદુર સાહેબને ખબર નથી. તેને તો એવી વાતની ફુરસદ જ ક્યાં છે? રાજ્યના કામોથી પરવારે ત્યારે ના?"

વિશાલખા બોલી, "તમારે જે કહેવું હોય તે ખુલ્લું કહો દોને. તમે શાથી નારાજ થયા છો?"

"તમે જાણવા માગો છો, વિશાલખા, કે હું શાથી નારાજ થઈ છું? હું ખુલ્લું કહું કે એક યુવાન માણસ જે તમારાથી કુળમાં, જાતમાં અને સ્થિતિમાં ઘણો ઊતરતો છે, તેની સાથે લાંબા લાંબા વાર્તાલાપ મને બિલકુલ પસંદ નથી. ઉપરાંત આ માણસને તમે રાતના મળો છો તે જાણીને મને ખુબ જ આઘાત થયો છે. ભલે તમને એમાં ખરાબ નહિ લાગતું હોય, પણ મારાથી તો શાન્તિ જળવાતી નથી. આ તમારી બેશરમ રીતભાતથી તો હું ત્રાસી ગઈ છું," એમ કહીને મામી મનોરમા એક ઈઝીચેરમાં ઢગલો થઈને પડી.

વિશાલખા જરા હસીને બોલી, "તમારો ગુસ્સો નકામો છે. મેં તમારા ઘરમાં કંઈ શરમ ભરેલું કામ કર્યું નથી. જે યુવાન માણસની વાત તમે કરો છો તેની સાથે હું પવિત્ર પ્રેમમાં પડી છું."

"તમે, અચ્યુતના પ્રેમમાં?"

"હા, હું એને ચાહું છું."

મનોરમા ખુરસીમાં ટટાર બેઠી ને બોલીઃ "પણ વિશુ, એ તો એક વિદ્યાર્થી છે. એને કુળ નથી, જાત નથી અને તારા કરતાં તો તે ઘણો નાનો છે."

વિશાલખાએ મોઢું ફેરવી દીધું અને કહ્યું, "મામી, હવે આ વાત આટલેથી જ બંધ રાખીએ તો સારું; કારણ કે એનું કંઇ પરિણામ જ આવવાનું નથી." મનોરમા એકદમ ઊભી થઈ ગઈ અને બોલી, "મારાથી આ વાત બંધ નહિ થાય. મારે દુનિયાને જવાબ આપવો પડે છે. તારામાં નવા જમાનાનો પવન છે તે હું જાણું છું. પણ તે જ તને વિનાશને પંથે લઇ જશે."

વિશુએ કહ્યું, "ભલે અમે મરીએ પણ અમને બચાવવા માટે તણખલું પણ તોડતા નહિ."

"વિશુ, વિશુ, આવો ગર્વ શા કામનો? હું કંઇ તારી માતા નથી, પણ મારો ધર્મ બજાવ્યે જાઉં છું. મેં તો તારે માટે બીજી જ ગોઠવણ કરી રાખી હતી."

વિશાલખા વચમાં બોલી ઊઠી, "ગોઠવણ! હા. પેલા કમલનયન સાથે!"

"બોલ, એનામાં શું અવગુણ જોયાં?"

"પણ હું તેને ધિક્કારું છું. જવા દો એ વાત."

"ત્યારે તમે અચ્યુતના પ્રેમમાં છો?"

"હા."

"અને તને તેમ કરવા ના પાડું તો?"

વિશુએ કહ્યું, "હું તમારું સાંભળીશ નહિ."

મનોરમા ખુરસી પરથી કૂદીને બોલી. "શું? તું મારું સાંભળશે નહિ? ને આ શબ્દો કોણ બોલે છે? જેને મેં નાનપણથી ઉછેરી મોટી કરી તે મારી જ સામે આવું બોલે? મેં જાણે દૂધ પાઈને સાપ ઉછેર્યો, મારાથી આ પ્રમાણે સહન થઈ શકતું નથી."

વિશુએ બહાર જવા માટે દરવાજા તરફ બે ત્રણ પગલાં ભર્યાં ને પછી બોલી, "મામી, હું આ ચાલી; પણ એટલું ધ્યાનમાં રાખજો કે હું તમારા કરતાં ઘણી પ્રમાણિક છું."

એમ બોલીને ઝડપથી ચાલી ગઈ. અને મનોરમા એકદમ ઊછળીને ચીસ પાડવા જતી હતી ત્યાં તેના પતિદેવ પધાર્યા, અને તેણે રૂમાલથી પોતાનું મોઢું ઢાંકી દીધું.

શેઠના બોલ્યા, "શું થયું છે?"

મનોરમાએ બધી વાત કહી અને કહ્યું કે જો તેની પોતાની પુત્રી હોત તો બરોબર શિક્ષા કરત. ગંગાદાસ શેઠનાએ મોઢું ગંભીર કરીને સાંભળ્યું અને ધીરે રહીને બોલ્યાઃ

"તું તો દેવી છે. તારું હૃદય તો ઘણું દયાળુ છે. પણ વિશાલખા અણસમજુ ને મૂરખ છે."

મનોરમા હસી પડી અને બેઉ જણ જમવા માટે ગયા.

અચ્યુત આ વખતે તેના મિત્રને પત્ર લખતો બેઠો હતો. પત્ર નીચે પ્રમાણે લખેલો હતોઃ—

પ્રિય મિત્ર શિષિર

આ પત્ર મારા જીવનની એક વિચિત્ર પળે લખી રહ્યો છું. આ ઘરમાંથી મને રજા મળી છે. અને હું જાઉં છું. પણ એકલો જતો નથી, જે બાળા વિષે મેં તને અગાઉ લખેલું તે મારા સાથે આવવાની છે. અમારા બન્નેનાં જીવન સરખાં છે. અમે બન્ને માબાપ વગરનાં છીએ. અને એક બીજાનાં પ્રેમમાં છીએ. બન્નેનાં આદર્શ એક છે. દેશની આઝાદીની તમન્ના બેઉમાં સરખી છે. વિશુ મારા કરતાં ચઢે છે. અમને આશીર્વાદ આપજે. અમને સુખ જોઈતું નથી. અમે હાથમાં હાથ મીલાવીને દેશના કામ માટે તૈયાર છીએ. લી. તારો, અચ્યુત.

આ પ્રમાણે પત્ર લખીને અચ્યુત બીજે ગામ જવા ઘરની બહાર નીકળી પડ્યો. આખી રાત તેણે ચાલ્યા કર્યું. અને સવાર

પડ્યું ત્યારે એક ઘાસનાં ઢગલામાં તે થોડીવાર આરામ લેવા બેઠો. તેટલામાં પાસે કંઈ અવાજ આવ્યો અને અચ્યુત ચમક્યો અને આંખ ઉઘાડીને જુએ છે તો એક નાજુક સ્ત્રી શાલ ઓઢેલી તેની તરફ આવતી જણાઈ. અચ્યુત તેની તરફ દોડ્યો ને બોલ્યોઃ

"કોણ, વિશુ ?"

શાલમાંથી ધીમો અવાજ આવ્યો, "હા, હું વિશુ."

તે પણ ઠંડીથી ધ્રૂજતી હતી, તેને પાસેના ગાડા આગળ લઈ ગયો અને ગાડીવાનને જગાડયો અને અચ્યુત અને વિશાલખા બેઉ એક રગશ્યા ગાડામાં બેસીને ધીમે ધીમે આગળ ધપવા માંડયા.

અચ્યુતે પોતાનો કોટ વિશુની આસપાસ વિંટાળ્યો અને વિશુ હસતી હસતી બોલીઃ "સવારની હવા કેવી સુંદર અને તાજી લાગે છે ?"

ગાડાવાળાએ ઊંઘું ઘાલીને જવાબ આપ્યો, "હા હમણાં જ હીમ પડશે."

થોડીવારમાં તો એવું હીમ પડયું કે ગાડાની ધરીઓ પણ બરફથી ભરાઈ ગઈ અને બધે જાણે કે બરફની ચાદર પાથરી હોય તેવું થઈ ગયું. વિશાલખા ઠંડીથી ધ્રૂજવા લાગી પણ સ્વતંત્રતાની તમન્નામાં કશાની પરવા કર્યા વિના તેઓ આગળ ધપતા વધ્યા.

# પ્રકરણ ૨૯ મું

## રમેશના મહેમાન

**રમેશ** કારખાનાના દરવાજામાંથી દોડતો બહાર આવ્યો. કોઈએ તેને ખબર આપી કે એક ગ્રહસ્થ અને એક બાળા એક ગાડામાં બેસીને આ તરફ આવ્યા હતા અને તેનું નામ પૂછતા હતા. રમેશે ગાડું અંદર લેવાનું કહ્યું. ગાડું કારખાનામાં પહોંચ્યું કે તરત તેણે વિશુને ગાડીમાંથી ઉતારવાની મદદ કરી. અચ્યુત તેની પાછળ કૂદ્યો. તે બન્નેને પોતાને ઘેર લઈ ગયો અને બોલ્યો, "સારું થયું, તમે આવ્યા તેથી હું ખુશી થયો છું; આ રૂમ અને એની બાજુનો રૂમ તમારે માટે રાખ્યાં છે. રૂમમાં કંઈ ફરનિચર વગેરે નથી પણ ચલાવી લેજો. કપડાં બદલો અને નિરાંતે બેસો. તમારો સામાન કંઈ છે ને ?"

વિશાલખાએ કહ્યું, "ના. આ એક જ પોટલી છે."

અચ્યુતે કહ્યું કે "મારે એક બેગ અને બેડીંગ છે."

રમેશે કહ્યું, "કંઈ ફિકર નહિ, હું મંગાવી લઉં છું." એમ કહી નોકરને બૂમ પાડી ગાડામાંનો સામાન ઉપર લાવવા કહ્યું.

રમેશ પૂછવા લાગ્યો, "કેમ બરાબર સહિસલામત બધું પસાર થયું ને ?"

"હા, કોઈએ અમને જોયા નથી, હું કાગળ મૂકી આવી છું, મામી ઉપર અને બધાં જ કપડાં મૂકી આવી છું. જોઈતાં જરૂર પડશે તેમ લઈ લેશું."

રમેશે નોકરને કહ્યું, "આ સામાન પેલા સામેના રૂમમાં મૂક. અને સાવિત્રીએ ચહા તૈયાર કરી હોય તો લઈ આવ."

ફરીથી વિશાલખાને કહ્યું, "સાવિત્રી આ નોકરની પત્ની છે. વિશાલખા બહેન, તમારી સારવારમાં સાવિત્રી રહેશે."

વિશાલખા બોલી, "મને નોકર જોઈતા નથી, ને મારે શેઠાણીએ થવું નથી."

રમેશ બોલ્યો, "જો એમ જ હોય તો મદદગાર છે એમ સમજો."

રમેશ ચાલ્યો ગયો. અચ્યુત અને વિશુ એકલા પડ્યા. તેમણે કેવું પગલું લીધું હતું તેનું થોડું થોડું ભાન હવે તેમને થવા માંડ્યું હતું. વિશુ ખૂબ આનંદમાં આવી જઈને બોલવા લાગી, "આજે આપણા નવજીવનનું પ્રથમ પ્રભાત છે. આપણા સાદા રૂમોમાં મહેલોનો ખોટો ભપકો નથી, છતાં આ રૂમ કેટલો સુંદર લાગે છે?"

અચ્યુત બોલ્યો, "વિશુ, તારા સાથે મારું જીવનપ્રભાત શરૂ કરતાં આનંદ થાય છે. તું જ જીવનનૌકાનો ધ્રુવતારો છે. તું જ મારું જીવન છે. મારું હૃદય છે."

વિશુએ કહ્યું, "બસ બહુ થયું. હું મારા રૂમમાં જઈ કપડાં બદલી થોડીવારમાં આવું છું."

અચ્યુત બારી આગળ ગયો ને બહાર બગીચામાં જોવા લાગ્યો. એક ઘણું પુરાણું સફરજનનું વૃક્ષ તેનું ધ્યાન ખેંચી રહ્યું હતું. વિચારમાં ને વિચારમાં તેણે તેની બેગ ઉઘાડી પણ એમાંથી કંઈ લીધું નહિ ને વિચારમગ્ન થઈ ગયો. પા કલાકમાં તો વિશાલખા મોં ધોઈને આનંદથી ઉભરાતી આવી ને સાવિત્રી ચહા, પાઉં, બિસ્કીટ લઈને આવી પહોંચી.

સાવિત્રી એક આદર્શ ગુજરાતણ હતી. તેની આંખો સહેજ માંજરી હતી અને સોનેરી કોરનો સાળુ પહેરેલો હતો. તેના હાથ

સુંદર ઘાટીલા હતા અને આવતાં વેંત બધી ચીજો ગાતી ગાતી ગોઠવવા માંડી.

વિશાલખા તેની પાસે ગઈ ને બોલી, "લાવ, હું તને મદદ કરું, મને એક રૂમાલ આપ."

"ના રે, બહેન, તમે શું કામ તસ્દી લો છો? એ કામ તમારું નહિ. તમારે શું જોઈએ છે તે કહો."

વિશાલખાએ કહ્યું, "મને મોટે નામે બોલાવ નહિ. હું કંઈ મોટા ઘરની શેઠાણી નથી."

સાવિત્રીએ પૂછ્યું, "ત્યારે તમે કોણ છો અને આ તમારી સાથે છે તે કોણ છે?"

વિશાલખા શરમાઈને બોલી, "એ મારા પતિ પણ નથી ને ભાઈ પણ નથી. અમે તો મોટાઈ છોડીને ગરીબ લોકો રહે છે તેમ રહેવા આવ્યા છીએ."

સાવિત્રી બોલી, "ત્યારે તમે બન્ને શા માટે સાથે રહો છો?"

વિશાલખા મૂંગી રહી. તેણે વાતનું વહેણ બદલી નાખ્યું.

અચ્યુત કાંઈક વિસ્મયથી વિશાલખાને વાત કરતી જોઈ રહ્યો. વિશાલખા બોલી, "મારે કંઈક હુન્નર શીખવો છે. હું શીવી શકતી નથી, તેનો મને કંટાળો છે. પણ મારે રસોઈ શીખવી છે."

સાવિત્રીએ કહ્યું, "રસોઈનું કામ તમે શીખશો? તમે તો રસોઈયો રાખી શકો એમ છો. વળી તમારે એ શીખવાની પણ શું જરૂર છે? રસોઈ તો અમારા જેવાને માટે છે. તમને એ નહિ ફાવે. તમે દાઝી જશો. પણ......રમેશ તમને મળવા આવતા લાગે છે."

બહારથી રમેશનો અવાજ સંભળાયો, "કેમ અંદર આવી શકું છું?"

વિશાલખાએ કહ્યું, "આવો આવો."

રમેશે કહ્યું, "માફ કરજો, મને અંગ્રેજી ઢબ પ્રમાણે પૂછવાની ટેવ પડી છે, બોલો હવે કેમ ચાલે છે? પણ હવે સાંભળો, આજે

આ મીલના શેઠ આવવાના છે ને અહીંયાં જમવાના છે. એને ના પડાય એમ તો છે નહિ."

અચ્યુત એકદમ પાસે આવ્યો ને બોલ્યો, "તે કયા મતના માણુસ છે?"

રમેશે જવાબ આપ્યો, "કંઈ ખરાબ નથી. નવા જમાનાના છે અને સભ્યતાવાળા છે. વિશાલખા, તમને લાગે છે કે ગંગાદાસ તમારી તપાસ કરાવશે?"

વિશાલખાએ કહ્યું, "હું નથી ધારતી."

અચ્યુતે કહ્યું, "ચોક્કસ તપાસ કરાવશે."

રમેશે કહ્યું, "તે ગમે તેમ હોય પણ જરા સાવધ રહેવું સારું છે."

અચ્યુતે કહ્યું, "હવે એક જ કામ બાકી રહે છે. હું અહીંયાં આવ્યો છું તેની સુરેશને ખબર આપવી જોઈએ."

રમેશે પૂછ્યું, "કારણ?"

"કારણ એ જ કે આપણી મહાન ચળવળ પડી ન ભાંગે માટે ગમે તે ઉપાયે ખબર આપવી જોઈએ."

રમેશે કહ્યું, "ઠીક. ત્યારે આપણે માણુસ મોકલશું. ચાલો હવે તમે થાકી ગયા હશો. આરામ લો."

રમેશ ઉતાવળે પગલે કારખાના તરફ રવાના થયો અને સાવિત્રી ઘરકામથી પરવારી બહાર ચાલી ગઈ.

વિશાલખા ને અચ્યુત ફરી એકવાર એકલા પડ્યા.

તેઓ એકબીજાના હાથમાં હાથ રાખીને ઊભા રહ્યા. વિશાલખાએ કહ્યું, "લાવો તમારો રૂમ ઠીક ગોઠવવા લાગું." એમ કહીને અચ્યુતની બેગ ઉઘાડી. અંદરથી કપડાં કાઢીને ખીંટીએ ભેરવ્યાં અને કબાટની અંદર રાતના પહેરવાનાં કપડાં ગોઠવી દીધાં. કપડાં કાઢતાં અંદરથી રિવોલ્વર નીકળી. એણે પૂછ્યું, "આ શું? આ તો ભરેલી છે. એ શા માટે લીધી?"

અચ્યુતે કહ્યું, "એ ભરેલી નથી. પણ તે મને આપી દો, અને હું એ શા માટે રાખું છું તે પૂછો છો તો કહું કે આપણી આ ચળવળમાં તેના વિના જરાપણ ચાલે નહિ."

વિશાલખા હસી પરી. અંદરની ચોપડીઓ બહાર કાઢી અને ગોઠવીને તેનું એક ટેબલ બનાવ્યું. તેની નીચે બુટની જોડીઓ મૂકી દીધી. અને અંદરથી કવિતાની નોટબુક કાઢીને કહ્યું:

"આપણે બન્ને સાથે જ આ કવિતા વાંચીએ."

અચ્યુતે ઉશ્કેરાઈને કહ્યું, "આપી દો એ નોટબુક. મારે તે બાળી નાખવી છે. એ એને જ લાયક છે."

વિશાલખાએ કહ્યું, "સાથે શું કરવા લીધી? હું નહિ બાળવા દઉં. હમેશાં કવિઓ એમ જ કહે છે પણ તે પ્રમાણે કરતા નથી. હું મારા ઓરડામાં રાખીશ." એમ કહી વિશાલખા ચોપડી મૂકવા પોતાના રૂમમાં ચાલી ગઈ.

અચ્યુતને પોતાનો રૂમ જોવા આગ્રહ કર્યો. અચ્યુત ઊઠ્યો ને તેની પાછળ પાછળ ગયો. તેના રૂમમાં ચોકખાઈ અને સુઘડતા હતાં. ખૂણામાં એક લોખંડનો પલંગ હતો. "રમેશ કેટલો ભલો છે! કેવી સરસ આપણે માટે તૈયારી કરી છે! વારુ, પાછા તમે મુંબઈ જવાના નથીને?"

"મુંબઇમાં હું શું કરું? ભાષણો આપું કે સાંભળું? હવે મને એમાં રસ રહ્યો નથી." તે બન્ને બીજા રૂમમાં ગયા અને એક બીજા પાસે બેઠા. રમેશ, સાવિત્રી, ગંગાદાસ, તેમજ બીજાઓની વાતો કરી એક બીજાના હાથ પકડ્યા અને કયા વર્ગોમાં કઈ રીતે કામ શરૂ કરવું તેનો વિચાર કરવા માંડ્યા.

અચ્યુતે કહ્યું, "આપણે સાદાઈ રાખવી પડશે. નિરભિમાની થવું પડશે."

વિશાલખાએ કહ્યું, "આપણે તો નાના છીએ અને મૂંઝાયા કરીએ છીએ. આપણે તો એક બીજાને પ્રેમ સમર્પણ કર્યો છે.

અને હવે હું તમારી છું. પણ જુઓ જુઓ આમાં કંઈ ચીજ રહી ગઈ લાગે છે."

અચ્યુત કૂદ્યો અને બોલ્યો, "મહેરબાની કરીને તેને અડકતા નહિ."

વિશાલખાએ પૂછ્યું. "શું આમાં છૂપો ભેદ છે કે કંઈ રહસ્ય છે?"

અચ્યુતે કહ્યું, "હા એમાં છબી છે."

તે બોલી, "છબી કઈ સ્ત્રીની છે?"

વિશાલખાની કુતુહલવૃત્તિ કાબૂમાં ન રહી. તેણે છબીનું પાકિટ હાથમાં લીધું અને અચ્યુતનો હાથ ધ્રૂજ્યો. છબી બહાર સરી પડી. વિશાલખા એકદમ બોલી ઊઠી, "આતો મારી છબી છે. મારાથી જોવાય ખરી કે નહિ? બોલો. કોણે એ આલેખી છે? તમે?"

"ના. મેં નહિ. સુરેશે."

"તમારી પાસે ક્યાંથી આવી.?"

અચ્યુતે અથથી તે ઈતિ સુધી વાત કહી. વિશાલખા છબી વીંટાળતી વીંટાળતી બોલી, "કેટલો ભલો માણસ! અને જ્યારે તમને આ છબી આપી ત્યારે શું તેણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે?"

અચ્યુતે કહ્યું, "મને એમ લાગે છે." એટલામાં તો સાવિત્રી ભોજન લઈને આવી. વિશાલખાએ કહ્યું, "હવે આપણે શું કરીશું? આપણી ચળવળનું કામ તો કાલે શરૂ થવાનું છે. માટે આજે સાંજનો વખત સાહિત્યની ચર્ચામાં ગાળીએ. લાવો તમારી કવિતાની ખૂબ ટીકા કરું."

અચ્યુતે કહ્યું, "મારી કવિતામાં શું દમ હશે.!"

વિશાલખાએ કવિતાની ઠીક ઠીક ચર્ચા કરી અને મોડી રાતે "હવે ચાલો તમે આ સોફા ઉપર સૂઈ જાઓ અને હું મારા રૂમમાં જઈને સૂઈ જાઉં." એમ કહી તે પોતાના રૂમમાં ચાલી ગઈ. અચ્યુત બહાર સોફા ઉપર પડી રહ્યો અને આવતી કાલે કેમ કામ લેવું તેના વિચારમાં ને વિચારમાં નિદ્રાધીન થયો.

# પ્રકરણ ૨૭ મું

## અનુભવ વિનાનાં માનવી

બીજે દિવસે સવારે અચ્યુતે વિશાલખાનું બારણું ખખડાવ્યું અને પૂછ્યું, "તમે બહાર આવી શકશો ?"

વિશાલખા બહાર આવી અને અચ્યુતના કપડાં જોઈ એકદમ ચીસ પાડી. અચ્યુતના ગળામાં ભૂરો રૂમાલ, લાંબો કોટ અને ઊરબ્બી ચોરણી જોઈને વિશાલખાએ બૂમ પાડી, "તમે કેવા ખરાબ લાગો છો ?" એમ કહીને તેના હાથ અચ્યુતના ગળાની આસપાસ નાખ્યા અને ઝડપથી ચુંબન કરીને ફરીથી બોલીઃ

"તમે તો કોઈ ફેરિયા જેવા લાગો છો. ખેડૂત જેવા જરાયે લાગતા નથી."

અચ્યુતે કહ્યું, "મેં જાણી જોઈને જ એવાં કપડાં પહેરેલાં છે. ખેડૂતનાં કપડાં પહેરું તો પોલિસનું ધ્યાન ખેંચાય."

"ત્યારે શું તમે મહાન ચળવળ શરૂ કરી દેવાના છો ?"

અચ્યુતે કહ્યું, "અહીંના નોકરો બહુ જ સારા છે. આપણી ચળવળમાં ભાગ લે છે."

એટલામાં તો દાસી આવી પહોંચી અને પોતે કપડાં લાવી હતી તે દેખાડવા લાગી. કપડાં લઈને વિશાલખા પાછી અંદર ગઈ અને અચ્યુત એકલો પડ્યો. તે આમ તેમ વિચાર કરતો, આંટા મારતો

હતો. તે વખતે રમેશ એકદમ દાખલ થયો ને બોલ્યો, "કેમ લડાઈના ડ્રેસમાં છો કે શું?"

અચ્યુતે કહ્યું, "હું આ જ કપડાંમાં જઈશ અને મને બીજો હુકમ ન મળે ત્યાં સુધી નજીકની જગ્યાઓમાં મારી ચળવળ શરૂ કરી દઈશ."

"સારું. તમારી પાસે હેંડબીલો છે તે બહાર જઈને વહેંચજો. કારખાનામાં જરાએ વહેંચશો નહિ."

અચ્યુતે કારણ પૂછતાં રમેશે ખુલાસો કર્યો, "નાહક તમે પકડાઈ જાઓ અને બીજું આ કારખાનાના માલિકને મેં વચન આપ્યું છે કે કોઈપણ જાતની ચળવળ કારખાનામાં શરૂ થવા નહિ દઉં."

એટલામાં વિશાલખા તેના ગામડિયા કપડાંમાં સજ્જ થઈને આવી પહોંચી. દાસીએ કહ્યું:

"જોડું તો સારું દેખાય છે. પણ માફ કરજો અચ્યુત, કે આ નાનું પક્ષી તમારા કરતાં ઘણું જ સુંદર દેખાય છે."

અચ્યુતનું મોઢું પડી ગયું, થોડીવારે અચ્યુત બોલ્યો, "આ તો બધું ફારસ જેવું થાય છે. હવે હું જઈશ. આજુબાજુના લોકો સાથે વાત કરીશ. મારું વાકચાતુર્ય બતાવીશ અને ભાષણો કરીશ. જો મારો બધો અનુભવ કહેવા જેવો હશે તો કહીશ. વિશાલખા, હવે મને વિદાય આપો"

દાસી વચમાં બોલી, "જરા ચહા પીતા જાવ."

અચ્યુતે કહ્યું, "નહિ. હવે મારે ખાવું હશે તો વીશીમાં જમી લઇશ અને ચહા પીવી હશે તો હોટેલમાં જઇશ. ચાલો વંદેમાતરમ્."

આમ કહીને અચ્યુત બહાર નીકળ્યો એટલામાં તો પેલો નોકર આવી પહોંચ્યો. તેણે એક પાતળી લાંબી સંન્યાસીનાં દંડ જેવી લાકડી તેના હાથમાં આપી અને બોલ્યો, "અચ્યુત, આ દંડ ધારણ કરો અને ચાલતા થાકો ત્યારે આ દંડ પર આરામ લેજો."

અચ્યુતે લાકડી હાથમાં લીધી અને ધીમે પગલે બહાર નીકળ્યો.

રમેશ અને વિશાલખા એક બીજા સામું જોઈ રહ્યા. વિશાલખા કંઈક ગભરાઈ અન્તે શરમાઈ ગઈ. રમેશ બોલ્યોઃ

"વિશાલખા, તમે લડતની શુભ શરૂઆત કરી દીધી."

વિશાલખાએ કહ્યું, "રમેશ આને તમે શરૂઆત કહો છો? મને તો ફારસ જેવું લાગે છે."

રમેશ પાછો બેઠો અને બોલ્યોઃ "વિશાલખા મને માફ કરજો. વાવટા ઉડાડતા અહીં તહીં દોડવું અને સ્વતંત્રતાની જય બોલાવતાં કૂદાકૂદ કરી મૂકવી–એટલાથી સંતોષ માની સ્વરાજ મળી જશે એમ માનવું તે ભ્રમણા છે. રચનાત્મક કાર્યક્રમથી જ આવી ચળવળો શરૂ થાય છે. કોઈ અશિક્ષિત બાઈને વાંચતાં શીખવો. એ ત્રણ અઠવાડિયામાં તે થોડું શીખતી થઈ જાય ત્યારે કોઈ બીજી સ્ત્રીને વાંચતાં શીખવો. ગરીબોના વાડામાં જઈ એક બાળકને સારી રીતે નવડાવો, બીજાને કક્કો શીખવો અને કોઈ માંદા વૃદ્ધ માણસને દવા આપો તેમજ સારવાર કરો. તમે આવી રીતે કરેલી શરૂઆતનું સચોટ પરિણામ જોઈ શકશો."

વિશાલખા બોલી. "એ તો બધું નર્સો કરે છે. મને તો બીજાં જ સ્વપ્નાં હતાં."

રમેશે પૂછ્યું, "શું તમે આત્મભોગ આપવા માંગતાં હતાં?"

વિશાલખાની આંખો ચમકી અને બોલી,

"હા, હા, હા, એ જ."

રમેશે પૂછ્યું, "પણ અચ્યુતનું શું?"

"અમે તો સાથે જઈશું. અને તે પણ જો મારી સાથે આવવા ના પાડે તો હું એકલી જઈશ."

રમેશ તેની સામે જોઈ રહ્યો અને બોલ્યો,

"વિશાલખા, માફ કરજો. આપણું ધ્યેય એક જ છતાં આપણે

વિચારમાં એકમત થઈ શકતા નથી. એક ગંદા તેમજ ગરીબ બાળકનું માથું સાફ કરવું અને શરીર સાફ કરવું એ પણ એક ત્યાગ છે અને ઘણા માણસો આવો ત્યાગ પણ કરી શકતા નથી."

વિશાલખાએ કહ્યું, "જો મારા ઉપર એવું કામ આવી પડે તો હું પણ કરું."

રમેશ બોલ્યો, "મને પૂરી ખાત્રી છે કે તમે થોડા વખતમાં જ શાક સુધારતાં અને વાસણ માંજતાં શીખી જશો અને તેમ કરીને તમે દેશનો ઉદ્ધાર કરશો."

વિશાલખાએ કહ્યું, "રમેશ તમે મારી મશ્કરી કરો છો?"

"નહિ. નહિ. મેં તદ્દન સત્ય જ કહ્યું હતું. તમે ગરવી ગુજરાતણો પુરુષો કરતાં વધારે શકિત ધરાવો છો અને ઉચ્ચ ભૂમિકા રચો છો."

રમેશ ઊભો થઈ ચાલવા માંડ્યો. જતાં જતાં વિશાલખાએ પૂછ્યું, "રમેશ તમે રોજ શાન્ત રહો છો ને આજે કેમ આટલી બધી વાતો કરો છો?"

રમેશ બોલ્યા વગર ફકત નિસાસો નાખી બહાર ગયો.

બપોરે અચ્યુત પણ આવી પહોંચ્યો. તે ખૂબ થાકેલો અને આખે શરીરે ધૂળધૂળથી ભરેલો હતો. તે એક સોફા ઉપર બેસી ગયો અને વિશાલખા પૂછવા લાગી, "આજે શું થયું?"

અચ્યુતે જવાબ આપ્યો, "આજની મારી પ્રથમ સવારી હાસ્યથી ભરેલી હતી. હું તો એવા નિશ્ચય પર આવ્યો છું કે નાટકનો પાઠ ભજવવો અઘરો નથી. ફકત એક વાતનું ધ્યાન રાખવું કે આપણે કોણ છીએ તે એક બનાવટી વાત ઉપજાવી કહેવી. બસ એ જ વાતનું ધ્યાન રાખવું ને જેટલું બને તેટલું હાકે રાખવું."

વિશાલખા બોલી, "શું તમે જૂઠું બોલ્યા?"

"ખરેખર જૂઠું બોલ્યો. જેટલું બોલાય તેટલું બોલ્યો. મેં

જોયું કે દરેક માણસ અસંતોષી છે. પણ અસંતોષનો ઉપાય કોઈ શોધી કાઢતું નથી. પ્રચાર કાર્યમાં હું કંઈ જ ન કરી શકયો. ફકત એક બે હેન્ડબીલ એક રૂમમાં મૂકી આવ્યો અને ત્રીજું હેન્ડબીલ એક ગાડામાં પધરાવ્યું. મને ચાર માણસો મળ્યા. તેમને મેં હેન્ડબીલ આપવા માંડયા. પહેલાએ પૂછયું, 'ધરમનું ધતીંગ તો નથી ને ભાઈ?' અને લેવાની ના પાડી. બીજાએ કહ્યું કે 'હું વાંચી શકતો નથી. પણ ઉપર છબી છે માટે છોકરાંને રમવા માટે લઈ જાઉં છું.' ત્રીજો કંઈક આશાજનક લાગ્યો પણ તેણે હેંન્ડબીલ લીધું નહિ અને ગાળો દેવા માંડયો. અને ચોથાએ એક નાની ચોપડી લીધી હતી પણ એકકે અક્ષર સમજતો હોય એવો લાગ્યો નહિ. વધારામાં એક કૂતરા ઉપર પગ પડયો અને તે મને કરડયો. એટલે એક બાઈ વેલણ લઈને બહાર આવી અને કહેવા લાગી કે 'આ શહેરનાં ભામટાઓ તો આંધળા જેવા લાગે છે.' ત્યાં તો એક સિપાઈએ બૂમ મારી કે 'કાચોને કાચો ખાઈ જઈશું અહીંયાં, નહિ તો ગજવામાંથી બીડી કાઢ'—"

વિશાલખાએ પૂછયું, "બીજું શું થયું?"

"મારે પગે આંટણ પડયું અને અત્યારે મારું માથું ભૂખ અને તડકાથી ફાટ ફાટ થઈ રહ્યું છે."

વિશાલખાએ પૂછયું, "પણ તમે પીઠામાં ગયેલા કે નહિ?"

અચ્યુતે કહ્યું, "હા. એક નહિ પણ પાંચ, અને એની વાસ તો મારા નાકમાં હજી ભરાઈ રહી છે."

વિશાલખાએ કહ્યું, "તમારી ઉપર કોઈને શક પણ નહિ આવ્યો?"

અચ્યુતે કહ્યું, "હા, ફકત એક જણને જરા વહેમ આવ્યો અને એના નોકરને કહ્યું કે, 'આ ગૃહસ્થ ઉપર ધ્યાન રાખજે.' તેનો

વહેમ ટાળવા મેં તાડી મંગાવી અને ટેબલ નીચે ઢોળી દીધી. મારા જેવા સૂગવાળા માણસને તો માથું ફરી જાય એવું લાગતું હતું.” એટલામાં જમવાની થાળીઓ આવી ગઈ અને બેઉએ જમી લીધું. જમ્યા પછી વિશાલખાએ તેની આગળ એક પુસ્તક વાંચવા માંડ્યું. એકાદ પાનું વાંચ્યું એટલે, અચ્યુત એકદમ ઊભો થયો અને વિશાલખાના પગમાં પડ્યો. તે ઊભી થઈ ગઈ. અચ્યુતે વિશાલખાના ઘૂંટણોની આસપાસ પોતાના હાથ નાંખીને તેને ઊભી રાખી અને સંબંધ વિનાના અને નિરાશા ભરેલા શબ્દો બોલવા લાગ્યો, “હું મરણ ઇચ્છું છું ને જલદી ઇચ્છું છું.” વિશાલખા ત્યાંથી જરાએ ખસી નહિ અને શાન્તિથી તેણે આ બધું સહન કર્યું અને પ્રેમાળ આંખે તેના તરફ જોઈ રહી. તેના ધગધગતા કપાળ ઉપર તેના બન્ને હાથ મૂક્યા. તેની સાડીના પાલવથી તેનું મોં લૂછ્યું. તેની આ દૃઢતાથી અચ્યુત શરમાઈ ગયો અને બોલ્યો, “વિશાલખા, મને ક્ષમા કરો. તમે હજુ જરા વધારે વખત–હું સુધરું ત્યાં સુધી રાહ જોશો.”

વિશાલખાએ કહ્યું, “મેં તમને એક વાર વચન આપ્યું છે અને હું કોઈ દહાડો વચન ભંગ કરતી નથી.”

“જયસ્વદેશ, વંદેમાતરમ્” કહેતો અચ્યુત બહાર નીકળી ગયો અને વિશાલખાએ રૂમનું બારણું બંધ કરી દીધું.

## પ્રકરણ ૨૮ મું

## અંધારછાયામાં તેજના ચમકાર

**બુરેશબર** એક પખવાડિયા પછી અચ્યુત તે જ રૂમમાં તેન મિત્રને એક મીણબત્તીના દીવાની મદદ વડે કાગળ લખતો હતો. મધરાત વીતી ગઈ હતી. પત્ર ચાલુ હતોઃ—

વહાલા મિત્ર વલ્લભદાસ,

કયાંથી લખું છું તે સ્થળના ઠેકાણા વગર આ પત્ર લખું છું. મને પત્ર ગમે તેવી રીતે પહોંચાડજે. હું કયાં છું તે ગુપ્ત ભેદ જ છે. અને તે ઉકેલવામાં કદાચ આખી ચળવળનું નુકસાન થાય. તમારે માટે એટલું જાણવાનું બસ થશે કે છેલ્લાં બે અઠવાડિયાંથી વિશાલખા સાથે એક મોટા કારખાનાની ઓરડીમાં રહું છું. તેં મને છેલ્લો પત્ર લખ્યો તે દિવસે અમે ગંગાદાસ શેઠને ત્યાંથી નાસી છૂટયા. એક મિત્રે અહીંયાં આશરો આપ્યો છે. તે અહીંનો મુખ્ય માણસ છે. અમારું અહીંયાં રહેવું થોડા વખત માટેનું છે. અને કાર્ય કરવાનો વખત આવશે, ત્યારે બહાર નીકળી જઈશું. પણ હાલના અનુભવથી લાગે છે કે એવો વખત આવશે જ નહિ.

વલ્લભદાસ, હું ખરેખર દુઃખી છું. જો કે, વિશાલખા ને હું સાથે નાસી આવ્યા છીએ. અને છતાં અમે ભાઇ અને બેનની માફક રહીએ છીએ. તે મને ચાહે છે અને મને કહ્યું છે કે જ્યારે મને

લાગે કે હું તેના પ્રેમનુ પાત્ર બની શકું અને માગણી કરું ત્યારે તે લગ્નગ્રંથીથી જોડાશે.

વલ્લભદાસ, મને લાગે છે કે હજુ મને તે હક્ક નથી. તે મારા પર વિશ્વાસ કરે છે. શ્રદ્ધા રાખે છે. તેથી હું એને છેતરી શકતો નથી. હું જાણું છું કે મેં કોઈના પર પ્રેમ કર્યો નથી અને તેના સિવાય બીજાની સાથે કરીશ પણ નહિ, પણ તેટલાથી જ હું તેનું ભાગ્ય મારી સાથે કેમ જોડી દઉં ?

એક જીવંત મૂર્તિને મૂડદા સાથે કેમ ગોઠવું ?

હું જો કે તદ્દન મુડદાલ ન હોઉં છતાં અડધા મરેલા પ્રાણી જેવો છું. મારો અંતરાત્માનો અવાજ મને ધીરજ ધરવાનું કહે છે. તમે કહેશો કે વાંચ્છના મજબૂત હોય તો અંતરાત્માનો અવાજ શાંત થઈ જાય છે. એ બાબત સાચી છે. હું મારા અંતરાત્માના અવાજને કેળવું છું. વિશાલખા થોડાબોલી છે અને અત્યારે જે પ્રવૃત્તિઓ ચાલે છે તેમાં ઓતપ્રોત થયેલી છે અને હું...?

પખવાડિયું થયાં હું આમવર્ગમાં ભળું છું. જ્યાં જ્યાં ફર્યો ત્યાં આપણા લોકોની અજ્ઞાનતા—અને તેને લીધે મૂર્ખાઈ મને નજરે પડયાં. હું કંઈ ધર્માંધ નથી. હું જનતાની સાથે ભળીને તેમને ફેરવવા માંગું છું પણ સીધો રસ્તો મને મળતો નથી. હું જ્યારે તેમને મળું છું ત્યારે તેઓ વાત કહે છે ને હું સાંભળું છું. મારે કંઈ કહેવાનું આવે છે ત્યારે મને શબ્દ જડતા નથી. હું બોલી શકતો નથી. કેટલાક શબ્દો તો તેમની ભાષામાં સમજાવી શકતો નથી. તેઓ કહે છે કે મારે આમવર્ગની ભાષા, અને તેઓના રીતરિવાજો જાણવા જોઈએ. મેં એક જણને બોલતાં સાંભળ્યો. તેનો બોલવાનો ઉત્સાહ ખૂબ હતો; આંખો ચમકતી હતી; અને અવાજ ઊંડો અને ઘેરો હતો. તે શું કહેતો હતો તે હું કે કોઈ સમજતું નહોતું. પણ દરેક જણ તેને નમી પડતો. પણ જ્યારે હું બોલવા ઊભો થાઉં છું ત્યારે જ ક્ષમાની ભીખ માગનારા ભિખારી જેવો લાગું છું. પેલા માણસમાં અખૂટ

શ્રદ્ધા છે. વિશાલખાને પણ શ્રદ્ધા છે. વિશાલખા સવારથી તે રાત સુધી એક ગામડાની બાઈ સાથે કામ કર્યા કરે છે અને કીડીની માફક તેની પ્રવૃત્તિ આખો દિવસ ને રાત ચાલુ છે. તેના હાથ લાલ અને ખડબચડા થાય છે તે જોઈને રાજી થાય છે. પગે ચંપલ ન પહેરવાની પ્રતિજ્ઞા કરી છે અને ઉઘાડે પગે બહાર જાય છે. હું તેની સાથે વાત કરવા જાઉં છું ત્યારે કહે છે કે ખાદીના ઝભા પહેરો ને લોકોમાં ભળો.

મને નાનપણથી અલગ રહેવાની ટેવ પડી છે. તેથી લોકોમાં ભળતાં હું ગભરાઉં છું. હું એક પાણીમાં નાખેલા પક્ષી જેવો છું. મારે લોકો સાથે ભળવું છે છતાં તેમની ગંધથી હું આઘો નાસું છું.

ખરેખર વલ્લભદાસ, મારી સ્થિતિ બહુ જ ખરાબ છે. અનેક નિરાશાજનક વિચારો આવ્યા કરે છે. કોઈને હું મળું છું તો પૂછે છે કે તમારા પિતાની બધી મિલ્કત તમે છોડી દેવા તૈયાર છો કે નહિ? હું જવાબ આપું છું કે મારે પિતા નથી ને મિલકતે નથી. લોકોમાં પણ હેમલેટ જેવા માણસો હોય છે. પણ મારે શું કરવું? એક છૂપું પ્રેસ ખોલું? હેંન્ડબીલો છાપ્યા કરું? કે ગ્રામ્ય જીવનની કથાઓ પ્રસિદ્ધ કરું? કે હાથમાં કોદાળી લઈને ખોદવા માંડું? મને કોઇ જ રસ્તો સૂઝતો નથી. કોઈક વખતે મારી જાતનો અંત લાવવાની ઈચ્છા થઈ આવે છે.

મારો મિત્ર જેણે અમને આશરો આપ્યો છે તે ભાગ્યશાળી પુરુષ છે. તે આપણામાંનો છે પણ શાન્ત છે. બીજો કોઈ હોત તો હું તેની સાથે લડી પડ્યો હોત. તેનામાં તમે જ્યોત પ્રકટાવી શકો નહિ. તે અમારી સાથે બહુ જ ભલમાનસાઈથી વર્તે છે. વિશાલખા ને તે આખો દિવસ વાત કર્યા કરે છે. મને કંઈ તેની અદેખાઈ નથી આવતી. હું તો કહું કે તરત જ મારી સાથે લગ્ન કરવાને તૈયાર છે. પણ મને તે ફુરસદ નથી. અત્યારે અમે

યુદ્ધની મધ્યમાં છીએ અને કંઈક કાર્ય કરવાનો વખત આવી પહોંચ્યો છે. ગંગાદાસનો એક સગો છે તે પણ આપણી સાથે જોડાયો છે. કદાચ આ છેલ્લો જ પત્ર હોય. મારું ગમે તે થાય તો પણ તમે તમારા વહાલા મિત્ર અચ્યુતને ભૂલશો નહિ.

લી : અ. ન.

પત્ર લખી અચ્યુતે કલમ ફેંકી દીધી અને ઘસઘસાટ ઊંઘમાં પડ્યો.

બીજે દિવસે સવારે વિશાલખાએ તેને જગાડ્યો. હજુ તો પૂરો જાગ્રત થઈને પથારીમાં બેઠો થાય છે કે વિશાલખા નવા સમાચાર આપતી હોય તેમ આશ્ચર્યમાં બોલી, "તમને ખબર પડી કે આ તાપી પ્રદેશના પ્રાન્તમાં તો સળગ્યું. આપણી ચળવળ શરૂ થઈ ગઈ."

અચ્યુતે પૂછ્યું, "શું સળગ્યું? શું શરૂ થયું? ને કોણે કહ્યું?"

"આપણા નોકરે કહ્યું. ખેડૂતો જાગ્રત થયા છે. નાકરની લડત ઉપાડી લીધી છે અને ટોળાબંધ એકઠા થયા છે."

અચ્યુતે કહ્યું, "તેં તારી મેળે સાંભળ્યું? કે કોઈએ કહ્યું?"

જવાબ મળ્યો, "આપણા નોકરે જ કહ્યું."

અચ્યુતે નોકરને બોલાવ્યો. નોકરે જવાબ આપ્યો, "તાપી પ્રદેશમાં કંઈ ગરબડ મચી રહી છે. આપણા રમેશ શેઠનો હાથ લાગે છે. પાંચ દિવસથી ઘેર જ આવ્યા નથી."

અચ્યુતે પોતાની ગાંધી ટોપી માથા ઉપર મૂકીને ચાલવા માંડ્યું.

વિશાલખાએ પૂછ્યું, "આમ ક્યાં ચાલ્યા?"

"ત્યાં તાપી પ્રદેશ તરફ."

"તો હું પણ તમારી સાથે આવીશ. લઈ જશોને? ઊભા રહો, હું મારી ખાદીની શાલ લઈ આવું."

અચ્યુતે નીચી નજરે કહ્યું, "એમાં સ્ત્રીનું કામ નથી."

"પણ હું સાથે આવવાની જ છું. તમે નહિ લઈ જશો તો સુરેશ તમને બીકણ ગણશે." એમ કહીને વિશાલખા પોતાના રૂમમા શાલ લેવા ગઈ. વિશાલખા શાલ લઈને આવી એટલામાં તો રમેશ પણ આવી પહોંચ્યો ને બોલ્યો, "આ બધું સુરેશનું કામ લાગે છે. આના છાંટા બધાને ઊડશે."

અચ્યુતે કહ્યું, "હું ત્યાં જાઉં છું ને બધું નજરે જોવા માંગું છું."

વિશાલખાએ કહ્યું, "હું પણ જાઉં છું."

રમેશે કહ્યું, "મારું માનો તો તમે ન જાવ. તમે જલદી પકડાઈ જશો ને આપણે બધા જ પકડાઈ જઈશું, અચ્યુતને જવું હોય તો જવા દો."

વિશાલખા એની શાલ લઈને ખુરસી પર બેસી ગઈ. રમેશ અચ્યુતની સામે ફર્યો અને બોલ્યો, "તમે જરા વિચાર કરો. જરા સાવચેત થાઓ અને જેમ બને તેમ જલદી જઈને પાછા આવો."

અચ્યુત કોઈને પણ જયસ્વદેશ કહ્યા વિના નીકળી પડ્યો. રમેશ વિશાલખાની પાસે બેઠો અને બોલ્યો, "સુરેશ જો આમાં સપડાયો હોય તો તેની આશા હવે છોડવી જ જોઈએ."

"ત્યારે હવે તેનું શું થશે?"

"વિશાલખા, આ લડતમાં જે પહેલો સપડાય છે તેને જબરદસ્ત ફટકો પડે છે."

વિશાલખા બોલી, "શું આપણે પૂર્ણ સ્વાતંત્ર્ય નહિ પામીએ?"

રમેશે કહ્યું, "નહિ, આપણી આ ચર્મચક્ષુથી તો નહિ જોઈ શકીએ; પણ દિવ્યચક્ષુથી તો જોઈ શકીશું."

"ત્યારે તમે આ રસ્તે શા માટે જાઓ છો?"

"કારણ બીજો કોઈ રસ્તો નથી. મારા અને સુરેશના હેતુઓ

એક જ છે પણ રસ્તા જુદા છે. અચ્યુત હવે શું ખબર લાવે છે તે જોઈએ અને મુસીબત પડે તો દરવાજા ખુલ્લા મૂકીશું."

વિશાલખાએ કહ્યું, "મારે માટે રહેવાની જગ્યા શોધવાના હતા તેનું શું થયું?" એમ કહેતાં કહેતાં તેની આંખોમાંથી આંસુ સરી પડયાં.

રમેશે કહ્યું, "અહીંયાંથી ચાલ્યા જવાની આટલી બધી ઉતાવળ કેમ કરો છો?"

"કારણ હું દેશને વધુ ઉપયોગી થવા માગું છું."

"વિશાલખા, તમે અહીંયાં રહીને ઉપયોગી થઈ શકો છો."

એટલામાં દાસી આવી ને બોલી, "કોઈ એક બાઈ અચ્યુતનું નામ પૂછતી આવી છે. મેં તો કહ્યું કે અહીંયાં એવું કોઈ રહેતું નથી. છતાં તે બેઠી છે. કાગળ ઉપર એનું નામ લખી આપ્યું છે."

રમેશે નામ વાંચ્યું તો 'શારદા' એવું મોટા અક્ષરે લખ્યું હતું. "એને આવવા દો." અને થોડીક પળમાં શારદા જેને આપણે નવલકથાની શરૂઆતમાં જોઈ હતી તેવા જ વેશમાં ખાદીની સાડીમાં સજ્જ થયેલી દાખલ થઈ.

## પ્રકરણ ૨૯ મું

## શારદા ને વિશાલખા

શારદાએ ઘરમાં આવતાં જ પૂછ્યું, "કેમ અચ્યુત ઘરમાં નથી ?" પછી રમેશને જોઈને કહ્યું, "કેમ રમેશભાઈ કેમ છો ?"

રમેશે કહ્યું, "હમણાં જ આવશે પણ અચ્યુત અહીંયાં છે તે તમે કેમ જાણ્યું ?"

"સુરેશે મને કહ્યું. બાકી તો શહેરના કેટલાક માણસો જાણે છે કે અચ્યુત અહીંયાં આપની સાથે છે."

"એમ ? ખરેખર ?"

"જી હા. કોઈએ બધું ખુલ્લું કરી દીધું લાગે છે. અને અચ્યુતને બધાએ ઓળખી કાઢયો લાગે છે."

રમેશ મનમાં બોલ્યો, "આટલો બધો વેશપલટો કર્યો તે બધો નકામો ?"

શારદાએ માથું જરા ખંજવાળીને કંઈક વિચાર કરતી હોય તેમ બોલી, "અચ્યુત માટે કાગળ ને તમારે માટે સંદેશો લાવી છું."

રમેશે પૂછ્યું, "સંદેશો ? કોના તરફથી ?"

શારદાએ જવાબ આપ્યો, "જે આ બધી ચળવળની વિધાતા છે તેની તરફથી. વારુ, અહીંયાં તૈયારી પૂરેપૂરી છે ?"

રમેશે જવાબ આપ્યો, "કંઈ જ તૈયારી નથી."

"કંઈ જ તૈયારી નથી ?"

"જરાએ નહિ."

"મારે એવો જ જવાબ ત્યાં આપવો?"

"હા. એમજ."

શારદાએ પોતાની પાસેથી સોપારી કાઢીને પૂછ્યું. "જરા સૂડી આપશો?"

સૂડી લઇ તે સોપારી કાતરવા માંડી ને બોલી, "ત્યાં તો બીજી જ આશા રાખતા હતા. એ તો તમારું કામ છે અને હું તો ફક્ત અચ્યુતને મળી કાગળ આપી જતી રહેવાની છું."

"અહીંથી ક્યાં જશો?"

"બહુ જ દૂર."

શારદા દિલ્હી જવાની હતી. એક પાટિયા ઉપર એક ચિત્ર પાડેલું હતું તે લઈને અને લગભગ ૫૦૦ રૂપિયા લઈને જવાની હતી. પણ તે રમેશને કહેવા ઇચ્છતી ન હતી. અને વળી કોઈ બીજી અજાણી સ્ત્રી બેઠેલી હતી તેને કદાચ જાણ થાય એ ભીતિ હતી. શારદાએ પૂછ્યું:

"ગોકળદાસ ક્યાં છે? તમારી સાથે છે ને?"

"હા. અહીંયાં જ છે."

"તમે અહીંયાં કેવી રીતે આવ્યા?"

"ગાડામાં."

એટલામાં બહારથી અવાજ આવ્યો, "રમેશભાઇ, જરા બહાર આવો. કેટલાક મજૂરો આવ્યા છે." રમેશ બહાર ગયો અને શારદા વિશાલખાની સામે ધારીધારીને જોવા લાગી. વિશાલખા ગભરાઈ ગઈ. શારદા તેના ખોખરા અવાજે બોલી, "હું એક સાદી સ્ત્રી છું. મારા ઉપર ગુસ્સે નહિ થતાં. ન કહેવું હોય તો ન કહેતાં પણ ગંગાદાસને ત્યાંથી ભાગી આવ્યાં તે તમે જ કે?"

વિશાલખાએ જવાબ આપ્યો, "હા, હું તે જ. અચ્યુત સાથે...હા."

"ત્યારે માફ કરજો બહેન. તમે બહુ જ ભલા લાગો છો."

વિશાલખાએ પૂછ્યું, "તમે અચ્યુતને બહુ સારી રીતે ઓળખો છો?"

શારદાએ કહ્યું, "અમે મુંબઈમાં સાથે જ રહેતા હતા. સુરેશે મને તમારા સમાચાર કહ્યા છે."

"કોણ સુરેશ? તે હમણાં ક્યાં છે?"

"તે તો તેમને જવાની આજ્ઞા થઈ ત્યાં ગયા છે."

"શારદા બહેન, મને તેને માટે ભય રહે છે."

શારદાએ કહ્યું, "જુઓ, ભય શબ્દ કાઢી નાખવો જોઈએ. હું કંઈ બહુ ખુબસુરત નથી. પણ તમારે માટે તો જરા અઘરું પડશે. ભય કાઢી નાખો. સુરેશે મને બધી વાત કહી છે ને કહેતા હતા કે પત્ર ન લઈ જાઓ. તે બન્નેને સુખી થવા દો. હવે મારે આ પત્રનું શું કરવું?"

વિશાલખાએ કહ્યું, "પત્ર તો અચ્યુતને જ આપજો. પણ બિચારા સુરેશનું શું થશે? શારદા બહેન, એને ફાંસીએ મોકલશે કે કાળે પાણીએ મોકલશે?"

શારદાએ કહ્યું, "કાળા પાણીએ જાય તોયે શું? શું લોકો કાળા પાણીથી પાછા નથી આવતા? અને જિંદગી બધાની અમૃતજીવી નથી નીકળતી. ઘણાને તે મીઠી લાગે છે અને કેટલાકને કડવી લાગે છે. સુરેશની જિંદગી તો બહુ સારી ગઈ નથી." એમ કહીને શારદા વિશાલખાની સામે જોઈ રહી ને ફરી બોલી, "તમે કેવા સુંદર દેખાઓ છો? વારુ, મને નથી લાગતું કે અચ્યુત હવે આવે; હું તમને જ કાગળ આપી જાઉં છું. હવે વધુ સમય હું રોકાઈ શકીશ નહિ."

વિશાલખા બોલી, "લાવો, હું જરૂર પત્ર આપીશ. તમારે એ બાબત નિર્ભય રહેવું."

"સારુ, માફ કરજો બહેન, પણ એક વાત પૂછું કે તમે ખરે-ખર અચ્યુતને ચાહો છો?"

જવાબ મળ્યો, "હા, હા,"

શારદા પોતાનું ભારે માથું હલાવીને બોલી, "તે તમને ચાહે

છે કે નહિ તે પૂછવાની જરૂર નથી. હવે હું જાઉં છું. મને મોડું થઈ જશે. મારું નામ ભૂલશો નહિ ને ?" શારદા ઊભી થઈ અને તેના ખીસ્સામાં પત્રની શોધખોળ કરવા માંડી અને ઘડી વાળેલો નાનો પત્ર હોઠ આગળ લઈને ગળી ગઇ અને બોલી, "અરે, મેં પત્ર ક્યાં ખોયો ? જડતો નથી. ક્યાં હશે ?"

વિશાલખા જરા ગભરાઈને બોલી, "ફરીથી બરાબર તપાસી જુઓ. આમતેમ મૂક્યો હશે."

શારદાએ કહ્યું, "એમાં કંઈ માલ નથી. જરૂર પત્ર ખોવાયો હશે."

વિશાલખા તેની પાસે આવી ને બોલી, "બહેન, મહને એક આલીંગન આપો."

શારદાએ પોતાના હાથ વિશાલખાની આસપાસ વીંટાળ્યા અને જોરથી પોતાની છાતી સરસી ચાંપી. પછી ઉતાવળે પગલે બારણું બંધ કરીને ચાલી ગઈ.

વિશાલખા એકલી ઓરડાની વચ્ચે ઊભી રહી અને બોલી, "આ બધાનો અર્થ શું ? આ સ્ત્રી મારા કરતાં અચ્યુતને વધારે ચાહે છે ? અને રમેશ કેમ ચાલી ગયો ?" તે રૂમમાં એકલી આમતેમ ચાલવા લાગી. વિચારમાં ને વિચારમાં બીક, મૂંઝવણ અને આશ્ચર્યની લાગણી એક પછી એક થવા માંડી: "શા માટે તે અચ્યુતની સાથે ન ગઈ ? રમેશે સમજાવી તેમાં ? પણ રમેશ ક્યાં ? અને આસ-પાસ આ બધું શું થાય છે ? અચ્યુત ઉપરના પ્રેમને લીધે શારદાએ તેને પત્ર આપ્યો નહિ હોય ? કદાચ તેમાં અચ્યુતને યુદ્ધમાં ઝંપલાવવાનું લખ્યું હોય. પણ શારદા આમ હુકમની અવગણના કેમ કરી શકે ? તેને શું હક્ક હતો ? અને તેમ કર્યું હોય તો પણ મને શા માટે બહુ લાગવું જોઈએ ?

"એક સાદા દેખાવની સ્ત્રી એક યુવાન માણસમાં રસ લે તેમાં વિચિત્ર શું છે ? પત્રમાં શું હશે ? એકદમ ઝંપલાવવાની હાકલ હશે ? અને હોય તો પણ શું ? અને સુરેશ ? તે ભયમાં છે ? સુરેશ અમને

એઉને બચાવે છે. અમને બન્નેને સુખી થવાની તક આપે છે. અમને વિખુટા પાડતો નથી. શા માટે ? આ તે ઉદારતા કે તિરસ્કાર ? અમે ગંગાદાસ શેઠનાના ઘરમાંથી નાસી છૂટયા તે શું આમ કબૂતરોની માફક રહેવા માટે ?"

આ પ્રમાણે વિશાલખા વિચાર કરતી ગઈ. તેને ક્ષોભ અને મૂંઝવણની મિશ્ર લાગણી થવા માંડી. તેનું અભિમાન ઘવાયું હતું: "શા માટે મને છોડીને બધા ચાલી જતા હતા ? બધા જ મને પક્ષીના સુંદર બચ્ચાં તરીકે ગણે છે. તો શા માટે મને સાદા શબ્દોમાં ઢીંગલી કહેતા નથી ? આ રમેશ જરાએ ક્રાન્તિવાદી લાગતો નથી. આ બધું જ એને ફારસ લાગે છે." આ અને આવા જ વિચારો તેના મગજમાં ઘૂમવા લાગ્યા અને હોઠ પીસીને પગ વાળીને તે એક બારી પાસે બેઠી. વળી તેને વિચાર આવ્યો, "શું હું અદેખી છું ?" પણ શારદાની આકૃતી સાંભરી આવતાં તેણે તે વિચાર માંડી વાળ્યો.

વિશાલખા લાંબો વખત સુધી મૂઢ બેસી રહી, તેટલામાં તેણે દાદર ઉપર બે માણસોના ચઢવાનો અવાજ સાંભળ્યો. તેણે દરવાજા ઉપર નજર ઠેરવી. પગલાં પાસે આવતાં જણાયાં. બારણું ઊઘડતાં તેણે એક વિચિત્ર દશ્ય જોયું. નોકરે પકડી રાખેલો અચ્યુત દરવાજામાં ઊભેલો દેખાયો. તે તદ્દન ફિક્કો પડી ગયો હતો. ટોપી ગમે ત્યાં પડી ગઈ હતી. કપાળ ઉપર તેના વિખરાયેલા વાળ મવાલીની માફક દેખાતા હતા. તે એકીટસે બાઘાની જેમ જોઈ રહ્યો હતો. નોકરે તેને ઊંચકીને એક સોફા ઉપર બેસાડયો. વિશાલખા તેની જગ્યાએથી કૂદી અને પૂછયું, "આનો શો અર્થ છે ? એમને શું થયું છે ? અને શું માંદા છે ?" નોકરે જવાબ આપ્યો, "જરાએ ગભરાઓ નહિ. તે હમણાં જ સારા થઈ જશે. એમને ટેવ નહિ એટલે એવા લાગે છે."

વિશાલખાએ કહ્યું, "થયું છે શું ?"

જવાબ મળ્યો, "જરા વધારે ચઢીગયો લાગે છે. ભૂખે પેટે પીધો તેમાં એમ થયું છે."

વિશાલખાએ અચ્યુતની ઉપર વાંકા વળીને જોયું. તે અડધો સોફા ઉપર સૂતેલો હતો; તેની આંખો બંધ હતી ને તેનું માથું એની છાતી ઉપર ઢળી ગયું હતું. તેના મોંમાંથી તાડીની વાસ આવતી હતી. તે પીધેલો હતો. વિશાલખાના હોઠમાંથી માંડમાંડ એક શબ્દ નિકળ્યો, "અચ્યુત!" અચ્યુતે એનાં ભારે પોપચાંને મહા મહેનતે ઉઘાડચાં અને હસવાને પ્રયત્ન કર્યો અને બે ત્રણ વાક્યો થરડાતા અવાજે બોલ્યો, "જો વિશાલખા, તું મજૂર જીવનની રોજ વાતો કરતી હતી. આજે હું મજૂર જીવનનો અનુભવ જાતે કરી આવ્યો છું." બોલતાં બોલતાં તે અટકી ગયો. થોડીવારમાં આંખો બંધ કરી ઘસઘસાટ ઊંઘી ગયો. નોકરે તેને સારી રીતે બરાબર સૂવાડચો અને બોલ્યો:

"વિશાલખા બહેન, જરાએ ફિકર ન કરતા. કલાક બે કલાક ઊંઘશે પછી તો તાજા માજા ઊઠશે અને બધું ભાન આવી જશે."

આ બધું કેમ બન્યું તે વિશાલખા પૂછવા માંગતી હતી, પણ નોકરને જલદી વિદાય કરવો હતો તેથી બારી તરફ મોં કરીને ઊભી રહી. એટલે નોકર અચ્યુતના પગ બરાબર ઢાંકી અને 'જરાએ ચિન્તા કરશો નહિ' એમ કહેતો બહાર ચાલી ગયો. વિશાલખાએ મોં ફેરવીને જોયું તો અચ્યુતનું માથું તકીયામાં દટાઇ ગયું હતું અને તેના મોઢા ઉપર ભયંકર માંદગીનાં ચિહ્નો દેખાતાં હતાં. તે બબડી, "આ બન્યું જ કેમ?"

# પ્રકરણ ૩૦ મું

## તે આમ બન્યું

અચ્યુત પાંડુ સાથે તાપી પ્રદેશની તપાસમાં ગાડામાં બેસીને બહાર નીકળ્યો કે તરત જ ખૂબ ઉશ્કેરાટમાં આવી ગયો. તાપી-પ્રદેશ તરફ જવાનો મોટો રાજમાર્ગ આવ્યો કે તે મોટેથી બોલવા લાગ્યો, "અરે ઊંઘણશીઓ ? કેમ ઊંઘો છો ? જાગો ! નવયુગ આવ્યો ! જાગો ! જુલ્મી વેરાનો-કરનો-સત્યાનાશ થજો ! જમીનદારીનો-મૂડીવાદનો નાશ થજો ! "

આવી રીતે બૂમ પાડતો હતો. રસ્તે જતા ખેડૂતો કેટલાએક મોઢું વકાસીને જોઈ રહ્યા. કેટલાએકે તો ધાર્યું કે કોઇ પીધેલાને ગાડામાં નાખીને લઈ જાય છે, એટલે ધ્યાન આપ્યું નહિ. અચ્યુતને એટલું તો ભાન હતું કે તે લવારો કરતો હતો. પાંડુએ તેને શાંત કરવાનો પ્રયત્ન કર્યો ને કહ્યું, "આપણે તાપી પ્રદેશની લગભગ છીએ. ત્યાં જઈને આપણે જે કહેવું હશે તે કહીશું."

પણ અચ્યુત શાંત પડે જ નહિ. તેના મુખ ઉપર વિષાદની છાયા છવાઈ હતી.

જેવું ગામ આવ્યું કે અચ્યુત કૂદી પડયો અને મુક્કા ઉગામી બોલવા લાગ્યો:

" સ્વતંત્રતા દેવીની ખાતર ! કૂચ કરો, નીકળી પડો. " તેના અસ્પષ્ટ સ્વરો દૂર સુધી સંભળાયા કરતા હતા. ખેડૂતો એક દાણાની દુકાન આગળ ભેગા થયા. તેમણે થોડી વાર તો અચ્યુતની સામે જોયા

કર્યું અને જાણે ખૂબ ધ્યાનથી સાંભળતા હોય તેમ તેને લાગ્યું. ફરીથી તે છેલ્લી બૂમ પાડીને ગાડામાં બેઠો ત્યારે તેમાંનો એક બોલ્યો, "આ તો કોઈ સદાવ્રતના ભૈયા જેવો લાગે છે."

અચ્યુતે ગાડામાં બેસતાં કહ્યું, "જનતામાં કેવી રીતે ભળવું તે અમારામાંનો કોઈ જાણતો નથી. આ જ સાચો રસ્તો લાગે છે."

આમને આમ ગામના મધ્ય ભાગમાં આવી પ્હોંચ્યા, જ્યાં એક મોટા ચોકમાં લોકો ભેગા થયા હતા. અચ્યુત ગાડામાંથી કૂદી પડ્યો અને 'ભાઈઓ' કહીને તે ટોળા આગળ ગયો. ટોળાએ રસ્તો કરી આપ્યો અને એણે ભાષણ કરવા માંડ્યું. તેણે ડાબી કે જમણી બાજુ જોયું નહિ ને સીધું જોઈને કોઈકવાર બરાડતો ને કોઈકવાર રડતો ભાષણ કરવા લાગ્યો. એક ટોળામાંથી એક જબરદસ્ત માણસ નીકળી આવ્યો અને કહ્યું, "શાબાશ! આને ઈનામનો ચાંદ આપવો જોઈએ. એમ કહીને અચ્યુતને અંદર ઘસડી ગયો ને તેની પાછળ એક ટોળું પણ ઘસી આવ્યું. પેલા માણસે બૂમ પાડી, "મોતીયા મારે ત્યાં મહેમાન છે, ક્યાંનાં છે, કોણ છે, તે હું જાણતો નથી. લાવ લાવ. તેને માટે મારું હમેશનું બે આનાનું લાવ."

અચ્યુતની તરફ ફરીને તેણે કહ્યું, "પીઓ પીઓ. અમારે માટે આટલું કષ્ટ વેઠી અહીં આવ્યા ત્યારે અમારે કંઈ લાગણી ન હોય ?"

ટોળામાંથી બધા જ સામટા બોલ્યા, "પીઓ, પીઓ."

અચ્યુતે જાણે ભાન ગુમાવ્યું હોય તેમ જોરથી ગ્લાસ પકડ્યો, "ભાઈઓ, તમારે ખાતર" એમ બૂમ પાડીને એક જ ઘૂંટડે પી ગયો. તેના શરીરમાં કંઇ થવા માંડ્યું. તેનું ગળું બળવા લાગ્યું. તેના પગો ધ્રૂજવા લાગ્યા. તેની છાતી ભરાઈ ગઈ અને આંખમાંથી આંસુઓ નીકળી પડ્યાં. તેનું માથું વેગ મારવા લાગ્યું અને ખૂબ જોરથી બૂમ પાડવા લાગ્યો. આખી પરસાળ માણસોથી ભરાઈ ગઇ. હવા ગરમ થઈ ને તે ગુંગળાવા લાગ્યો. અચ્યુતની જીભ છૂટી થઈ અને ભાષણ પર ભાષણ કરવા લાગ્યો.

પેલો મજબૂત માણસ બધાને ધમકાવીને કહેવા લાગ્યો, "જે કોઇ માણસ આની સામે બોલશે તેની ડોક મરડી નાખીશ."

ટોળામાંથી એક માણસ ફરીથી બોલ્યો, "પીઓ" અને અચ્યુત બીજો ગ્લાસ ગટગટાવી ગયો. વળી ટોળામાં ગરબરાટ થવા લાગ્યો. અચ્યુતને હવે લાલ પીળાં દેખાવા લાગ્યાં. તેણે ત્રીજો ગ્લાસ પકડયો. ટોળાએ બૂમ પાડી, "થાવા દો." અચ્યુતને પોતાના પગ આગળથી જમીન સરતી જતી લાગી. તેનો અવાજ પણ વિચિત્ર લાગ્યો અને પોતે દૂર એક ગુફામાંથી બોલતો હોય તેમ લાગ્યું. તે બેભાન થઇને પડયો અને જ્યારે તે જાગ્યો ત્યારે તે પોતાના ગાડામાં પડેલો હતો.

આકાશનો ઠંડો પવન તેના મગજને કંઇક શુદ્ધીમાં લાવતો હતો. અર્ધભાનમાં તે બેઠો થઇને બૂમો પાડવા લાગ્યો, "ક્યાં લઈ જાય છે મને? ઊભો રહે. મારું ભાષણ હજુ પૂરું નથી થયું. પણ તારો પોતાનો શું વિચાર છે?"

પાંડુ ગાડાવાળાએ જવાબ આપ્યો, "હું તો એમ ઇચ્છું છું કે કોઈ જમીનદાર ન હોય અને એક પૈસો પણ કરનો ભરવાનો ન હોય."

અચ્યુત ઊંઘતો ને ઝોકા ખાતો બેઠો હતો. ગાડું ધીમે ધીમે આગળ વધતું ચાલ્યું. થોડી વારે ગાડું એક ખાડામાં પડયું અને તે જાગી ઊઠયો અને બોલ્યો, "મારું ભાષણ કયાં પૂરું થયું છે?" ફરી પાછી વિશાલખાની સ્મૃતિ આવી અને મોઢા ઉપર શરમ આવી ગઇ અને ભર ઊંઘમાં પડયો. પાંડુએ પાછળથી કબૂલ કર્યું કે અચ્યુતને પહેલાં પોતે જ પીતાં અટકાવ્યો નહોતો. જયારે તે બેભાન જેવો થઇ ગયો ત્યારે ટોળામાંથી દરેકને આઠ આઠ આના આપીને છોડાવ્યો. અચ્યુત હજુ ઊંઘતો હતો, ત્યારે વિશાલખા બારીમાં બેઠી બેઠી જોયા કરતી હતી. તેના મનમાં સારા માઠા ઘણા વિચારો આવવા માંડ્યા. તે બરાબર જાણતી હતી કે અચ્યુત એવી જાતનો માણસ નથી. તે જાગે ત્યારે શું કહેવું તેના વિચારમાં તે પડી. તેનો જુસ્સો નરમ પડી ગયો હતો. તેણે વિચાર કર્યો

કે આવું કંઈ રોજ બનતું નથી, આ તો એક અકસ્માત છે. તે ઊભી થઈ ને અચ્યુત પાસે ગઇ. તેના ફીકા ગાલ ઉપરથી રૂમાલ વતી પરસેવો લૂછી નાંખ્યો અને તેના વાળ સરખા કર્યા. એક માતાને પોતાના પિડાતા બાળક તરફ દયા આવે તેવી દયા તેના ઉપર આવી. તેના મુખ સામે જોઇને તેને દુઃખ થતું હતું; તેથી તેનું બારણું ખુલ્લું રાખી તે પોતાના રૂમમાં ચાલી ગઈ. તેણે કંઈ કામ હાથમાં લીધું નહિ ને નીચે બેસી ગઈ. વિચારો પર વિચારો તેના મગજમાં આવવા માંડયા. સમય વીતતો જતો હતો અને કલાકો પર કલાકો પસાર થતા હતા. તેનું હૃદય ધડકવા લાગ્યું અને કંઈક ચીજની રાહ જોતી હોય તેમ લાગ્યું. એટલામાં ધીમેથી બારણું ઊઘડયું અને સાવિત્રી અંદર આવી.

વિશાલખાએ પૂછ્યું, "તમારે શું જોઈએ છીએ?"

સાવિત્રી બોલી, "વિશાલખા બહેન, તમે જરાએ ગભરાઓ નહિ. આવા બનાવો રોજ બનતા નથી. અને પરમેશ્વરનો પાડ માનો કે...."

વિશાલખા વચમાં બોલી, "હું તેથી કંઇ ગભરાતી નથી આ અચ્યુતની તબિયત જરા ઠીક નથી પણ ચિન્તા કરવા જેવું કંઈ નથી."

"સારું બેન, આ તો એક લંગડો માણસ આવ્યો છે એટલે હું આવી છું. તેને અચ્યુતને મળવું છે. અચ્યુત ન હોય તો રમેશને મળવું છે અને રાત પડે તો ય તેને મળ્યા વિના જવાનો નથી. જુઓ, બારીમાંથી જરા બહાર જુઓ. તે બગીચામાં આમ તેમ ટહેલે છે." વિશાલખાએ બહાર જોયું પણ તે માણસને ઓળખી શકી નહિ. એટલામાં રમેશ આવતો દેખાયો. બેઉ મળ્યા. વિશાલખા પોતાના રૂમમાં ચાલી ગઇ અને શ્વાસ બંધ કરીને તે બારણાની વચ્ચોવચ ઊભી રહી. રમેશે બહારથી ટકોરો માર્યો અને પૂછ્યું, "વિશાલખા, હું અંદર આવું? મારી સાથે એક માણસ આવ્યો છે તે તમને મળવા માગે છે."

વિશાલખાએ ડોકું ધુણાવ્યું અને રમેશની પછવાડે પુરુષોત્તમ આવ્યો.

# પ્રકરણ ૩૧ મું

પુરુષોત્તમે ખૂબ વાંકા વળીને પ્રણામ કર્યા અને બોલ્યો, "હું તમારા પતિનો મિત્ર છું, ને રમેશનો પણ મિત્ર છું. અચ્યુત ઊંઘે છે ને એની તબિયત સારી નથી એમ મેં સાંભળ્યું છે. હું પણ બહુ જ ખરાબ ખબર લાવ્યો છું. મેં રમેશને થોડુંક કહ્યું છે. મને બીક છે કે કંઈક દૃઢ પગલાં તો લેવાં જ પડશે."

પુરુષોત્તમનો અવાજ એક તરસ્યા માણસની માફક ભાંગી જતો હતો. જે ખબર તેને આપવાની હતીઃ તે બહુ જ ખરાબ હતી "કેટલાક ગામડિયાઓએ સુરેશને પકડ્યો અને શહેરમાં લઈ આવ્યા. ગોકળદાસને એના મહેતાજીએ દગો દીધો અને પોતે પકડાઈ ગયો ગોકળદાસે બધી જ વાત જાહેર કરી દીધી અને અચ્યુતના પણ ખબર આપી દીધા છે. પોલીસ હવે કઈ પળે આ જગ્યા ઉપર ધાડ લાવે તે નક્કી નથી. આ રમેશ પણ ભયમાં છે. મને હજુ સુધી કેમ છૂટો રહેવા દીધો છે તે જ મને ખબર નથી. પોલીસની નજરચૂકનો લાભ લીધો છે, ને તમને ચેતાવવાને આવ્યો છું. કોઈને પણ નુકસાન ન થાય તે રીતે કામ યોજવાની ફરજ તમારી છે."

વિશાલખા પુરુષોત્તમનું કહેવું સાંભળી રહી અને તે જરાએ ગભરાઈ નહિ. તેણે શાન્ત ચિત્તે કંઈક કરવું જોઈએ એમ વિચાર કર્યો. તેણે તેની આંખો રમેશ ઉપર ઠેરવી. રમેશ શાન્ત હતો પણ

તેનું હાસ્ય ઊડી ગયું હતું. તે બોલ્યો, "કામ તો વિકટ છે, પણ અચ્યુત થોડોક વખત ગુપ્ત રહી શકે તો સારું. પણ મિ. પુરુષોત્તમ, તમે કેમ જાણ્યું કે અચ્યુત અહીંયાં છે?"

પુરુષોત્તમ બોલ્યો, "કોઈ એક માણસે કહ્યું; પણ મને માફ કરજો વિશાલખા, આપણો મિત્ર અચ્યુત બહુ જ બેદરકાર રહ્યો છે."

રમેશે કહ્યું, "એને ઠપકો દેવાની જરૂર નથી. અત્યારે તો તેની સાથે વાત કરી શકાય એમ નથી; પણ કાલે સવારે તો તે બરાબર થઈ જશે અને પોલીસ કંઈ એટલી બધી ઝડપથી કામ કરતી નથી."

પુરુષોત્તમ બોલ્યો, "હું એક સુચના કહું. મેં અહીંયાં આવતાં પહેલાં એક માઈલ ગાડાવાળાને દૂર છોડી દીધો છે અને તમે મને ઘોડા ઉછીના આપો તો હું ગંગાદાસ શેઠનાને ત્યાં હું જાઉં."

વિશાલખા એકદમ બોલી ઊઠી, "ગંગાદાસને ત્યાં? તમે તેને ઓળખો છો?"

પુરુષોત્તમે કહ્યું, "બિલકુલ નહિ, સુરેશ એ ગંગાદાસની પત્નીનો ભાઈ–તેનો સાળો છે એટલે એ ગૃહસ્થ તેને બચાવવાને પ્રયત્ન કરશે. અને અચ્યુત જો કે ગંગાદાસ તેના ઉપર ગુસ્સે છે, પણ તમને પરણવાથી એનો સગો થયો ખરોને?"

વિશાલખાએ કહ્યું, "હું પરણી નથી."

પુરુષોત્તમ ચમક્યો, "શું? આટલા બધા વખતમાં પરણવાની ફુરસદ પણ નથી મળી? અને જો ન પરણ્યા હોય તો હવે પછી પરણશો. વળી તમને ગંગાદાસે હેરાન નથી કર્યા તે બતાવે છે કે પોતે ઉદાર છે; તો પછી તેની ઉદારતાનો લાભ કેમ નહિ લઈએ?"

વિશાલખાએ કહ્યું, "તમારે સુરેશ માટે જે લાભ લેવો હોય તે લો. અને મિ. પુરુષોત્તમ, તમે તમારે માટે પણ એ લાભ લઈ શકો છો. અચ્યુત અને હું ગંગાદાસનું રક્ષણ કે મુરબ્બીપણું જરાએ

ઇચ્છિતા નથી. અમે એનું ઘર એટલા માટે નથી તજ્યું કે એક ભિખારા જેવા તરીકે તેના બારણાં ઠોકતાં જઈએ."

પુરુષોત્તમ બોલ્યો, "કેવો ઉત્તમ વિચાર! હું ફક્ત સુરેશને માટે જ કામ કરીશ.

વિશાલખા વચમાં જ બોલી, "મિ. પુરુષોત્તમ, મહેરબાની કરીને સુરેશને બચાવવા બધી જ કોશીશ કરો. અમારે વિષે કંઈ જ ન કહેતા."

રમેશે પૂછ્યું, "તમને તમારે માટે ભય જ નથી?"

પુરુષોત્તમે કહ્યું, "જીવનમાં એવી પળો આવે છે, જ્યારે માણસે પોતાનો વિચાર ન કરવો જોઈએ."

રમેશે કહ્યું, "તમારી સુચના ખરાબ નથી. જો કે જીતની બહુ આશા નથી. પણ કોઈ પણ રીતે તે અજમાવવામાં નુકસાન તો નથી."

પુરુષોત્તમ બોલ્યો, "ખરેખર નથી જ.

રમેશે કહ્યું, "અત્યારે પાંચ વાગ્યા છે, હવે જરાએ વિલંબ ન કરવો જોઈએ. જાઓ ઘોડા જોડાવો." 'પાંડુ' એમ કહીને બૂમ મારી. પણ પાંડુને બદલે બારણામાં અચ્યુત દેખાયો. તે લથડિયા ખાતો હતો અને બારસાખ ઝાલીને ઊભો રહ્યો હતો. તેણે બારણું ધીમેથી ઉઘાડ્યું. આસપાસ જોયું પણ કંઈ સમજણ ન પડી. પુરુષોત્તમ ઊઠીને તેની પાસે આવ્યો. તે બૂમ પાડીને બોલ્યો, "અચ્યુતજી, તમે મને ઓળખતા નથી?"

અચ્યુત તેની સામે ડોળા ફાડીને જોઈ રહ્યો. તેણે આખરે પૂછ્યું, "કોણ પુરુષોત્તમ."

"હા, હું પુરુષોત્તમ."

"શું તમારી તબિયત ઠીક નથી?"

અચ્યુતે જવાબ આપ્યો, "મને કંઈ ઠીક નથી. પણ તમે અહિયાં ક્યાંથી?"

પુરુષોત્તમ જવાબ આપવા જતો હતો, તેટલામાં પાછળથી તેને વિશાલખાએ અટકાવ્યો. તેણે પાછળ ફરીને જોયું તો તે મૂંગા રહેવાની ઈશારત કરતી હતી. છતાં પુરુષોત્તમ બોલ્યો, "અચ્યુત, હું એક મોટા અગત્યના કામ માટે આવ્યો છું. અને મારે જલદી પાછા જતા રહેવું જોઈએ. વિશાલખા તમને બધું કહેશે. સુરેશની બાબતમાં વાત છે, પણ હવે જયસ્વદેશ. હવે દરેક પળ કિંમતી છે. ચાલો રમેશ, ઘોડાઓ તૈયાર છે કે નહિ?"

અચ્યુતે બેઉને જવાનો રસ્તો કરી આપ્યો અને વિશાલખાની સામે જોઈ રહ્યો.

"અચ્યુત," વિશાલખા બોલી, "બધી જ વાત બહાર પડી ગઈ છે. જે કિસાનોનું ભલું કરવા ગયા હતા તેને કેદમાં પૂર્યા છે અને આ શહેરના લોકઅપમાં છે. અને જે ગોકળદાસને ત્યાં જમવા ગયા હતા તે પણ લોકઅપમાં છે. મને ખાત્રી છે કે પોલીસ થોડાક વખતમાં અહીંયાં આવશે. પુરુષોત્તમ ગંગાદાસને ત્યાં જાય છે."

અચ્યુતને ભાન આવતું હોય તેમ બોલ્યો, "કેમ? શા માટે?"

"છોડાવવા માટે"

"કોને? આપણને?"

"ના સુરેશને. પુરુષોત્તમ તો આપણને છોડાવવા માટે પણ કહેતો હતો પણ મેં ના પાડી. મેં ઠીક કર્યું ને અચ્યુત."

અચ્યુતે જવાબ આપ્યો. "તમે ઠીક કર્યું." ફરી વાર બોલ્યો, "તમે ઠીક કર્યું," એમ કહેતાં પાસે આવીને તેના ખભા ઉપર માથું મૂક્યું અને આંખમાંથી આંસુ દડદડ નીકળી પડયાં.

"શું અચ્યુત, શું થયું છે તમને?"

ફરી તે દિવસની માફક અચ્યુત તેની ઘૂંટણીએ પડયો ને વિશાલખાએ પોતાના હાથ તેના ધ્રૂજતા માથા ઉપર મૂકયા. પણ તે

દિવસમાં અને આ દિવસમાં ફેર હતો. તે દિવસે વિશાલખાએ તેનું જીવન સમર્પણ કર્યું હતું. પણ આજે તો તેને તેના ઉપર દયા આવતી હતી. અચ્યુતને શાન્ત કરવાને શું કરવું તેના વિચારમાં હતી. તે ફરીથી બોલી, "તમને શું થયું છે? તમે કેમ રડો છો? તમે એક વિચિત્ર સ્થિતિમાં ઘેર આવ્યા તેથી, કે સુરેશ પકડાયો તેથી રડો છો?"

અચ્યુતે તેનું માથું ઊંચું કર્યું અને કહ્યું, "સુરેષ માટે નહિ, મારે માટે પણ નહિ. પણ તમારે માટે હું દિલગીર છું. વિશાલખા, એક નાલાયક માણસ સાથે તમે તમારું ભવિષ્ય જોડી દો તે માટે હું દિલગીર છું."

વિશાલખા બોલી, "શા માટે ન જોડું."

"કારણ એ જ આ વખતે તે રડે છે."

"અચ્યુત, તમે રડતા નથી પણ તમારી લાગણીઓ રડે છે."

અચ્યુતે કહ્યું, "હું મારી લાગણીઓથી જુદો નથી પડી શકતો. પણ સાંભળો વિશાલખા, મારી સામે જુઓ. તમે મને કહેશો કે તમને પશ્ચાત્તાપ નથી થતો?"

"શાનો?" તમે મારી સાથે નાસી આવ્યા તેનો"

"ના જરાએ નહિ."

"અને તમે મારી સાથે આગળ વધશો હું જ્યાં જાઉં ત્યાં?"

"હા જરૂર."

અચ્યુતે કહ્યું "ખરેખર."

વિશાલખાએ કહ્યું, "હા. મેં મારું વચન આપ્યું છે, અને જ્યાં સુધી તમે-જે મનુષ્યને હું ચાહું છુ. તેવા જ મનુષ્ય તરીકે રહો ત્યાં સુધી હું વચનભંગ કરીશ નહિ."

અચ્યુત ખુરશી પર બેસી રહ્યો, વિશાલખા બાજુમાં ઊભી હતી. અચ્યુતે વિચાર કર્યો, "જ્યારે તે દિવસે, આપણે આમ ઊભા હતા તે યાદ છે? પણ હવે શું કરવાનું? પોલીસ આવે તે પહેલાં

નાસી જઈએ, અને આપણે પરણી જઈએ. અહીં બાજુમાં જ ગોર બાપા છે.”

વિશાલખાએ કહ્યું, “હું તો તૈયાર છું.”

“રમેશ પણ ભયમાં છે. પોલીસ તેમને પકડશે. તેણે પણ આપણામાં ઘણો ભાગ લીધો છે.”

“વિશાલખાએ કહ્યું, “તેની મને ખબર નથી. તેણે પોતાની વાત મને કહી જ નથી.”

અચ્યુત ગંભીરતાથી બોલ્યો, “તમે જાણો છો વિશાલખા, જો તમે તમારું ભાગ્ય રમેશ જેવા માણસ સાથે અથવા રમેશની જોડે જોડયું હોત તો હું જરાએ દિલગીર ન થાત.”

વિશાલખાએ એક હૃદયભેદક દૃષ્ટિ ફેંકી અને બોલી, “તમને એમ કહેવાનો હક્ક શો છે?”

અચ્યુતે કહ્યું, “મને જરાએ હક્ક નથી એનો અર્થ હું એમ કરું કે તમે મને ચાહો છો કે આ વિષય ઉપર મારે બોલવું જ નહિ?

વિશાલખા ફરી બોલી, “તમને આ વિષે કહેવાનો હક્ક જ નથી.”

અચ્યુત બોલ્યો, “હું તમારી પાસે કંઈ માગું કે ન માગું! કંઈ નહિ.બસ. વંદે માતરમ,” એમ કહી તે ઊભો થયો ને ચાલ્યો. વિશાલખાએ તેને અટકાવવા પ્રયત્ન કર્યો નહિ. અચ્યુત બહાર જઇને એક સોફા ઉપર બેઠો અને પોતાના બન્ને હાથ વડે મોઢું ઢાંકી દીધું. જે સુંદર સ્ત્રી બીજા ઓરડામાં હતી તે બહાર આવીને તેને મનાવશે નહિ એમ એને લાગ્યું. તેની પાસે જઈ શકવાની તેની હિંમત ચાલી નહિ.

થોડીવારે ઝડપથી આવતાં પગલાંઓ સાંભળી તેણે એની આંખો ઉઘાડી તો રમેશને વિશાલખાના રૂમમાં જતાં જોયો. તે શાંત ચિત્તે ધીમેથી બબડયો, “गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः। લાયકને લાયક માન મળવું જ જોઈએ.”

## પ્રકરણ ૩૨ મું

## પુરુષોત્તમનું પરાક્રમ

**રાતના** દશ વાગ્યા હતા. ગંગાદાસના બેઠકના ઓરડામાં ગંગાદાસ શેઠના, તેમના પત્ની મનોરમા તથા મી. કમળનયન એ ત્રણે પાના રમતા બેઠા હતા. એટલામાં નોકરે આવીને કહ્યું, "કોઈ અજાણ્યા ગૃહસ્થ જેનું નામ મી. પુરુષોત્તમ છે તે તમને કોઈ ખાસ જરૂરી કામ માટે મળવા માગે છે."

મનોરમાએ ટહૂકો પૂર્યો, "આટલી બધી મોડી રાતે મળવાનું?"

ગંગાદાસે કહ્યું, "શું નામ કહ્યું?"

નોકરે જવાબ આપ્યો, "સાહેબ, પુરુષોત્તમ."

કમળનયન બોલ્યો, "પુરુષોત્તમ નામ તો કંઈ સાંભળેલું લાગે છે."

ગંગાદાસે ફરી પૂછ્યું, "બહુ જરૂરી કામ છે એમ કહ્યું?"

કમલનયન બોલ્યો, "કોઈ ભિખારી કે કાવત્રાખોર હશે."

ગંગાદાસે કહ્યું, "એને મારા રૂમમાં બેસાડ ને તમે પાનાની રમત ચાલુ રાખો. હું હમણાં જ આવ્યો."

ગંગાદાસે પોતાના અભ્યાસના ઓરડામાં દાખલ થતાં પુરુષોત્તમનું ગરીબ નાનું પાતળું શરીર જોઈ મનમાં દયા ખાધી. પુરુષોત્તમે એક હાથે દીવાલ પકડી રાખી હતી તે જોઈ મોટા માણસના જેવી અદાથી મનમાં બબડ્યો, "કેવું કંગાળ પ્રાણી અને વળી પાછો લંગડો." પોતે એક સોફા ઉપર બેસતાં મોટેથી કહ્યું, "બેસી જાઓ. મુસાફરીનો થાક લાગ્યો હશે અને આટલી મોડી રાત્રે જે કામ માટે આવ્યા છો તે કહો."

પુરુષોત્તમ એક ખુરશીમાં ગોઠવાઈ ગયો અને બોલ્યો, "નેક

નામદાર, મેં તમારી પાસે એક અગત્યના કામ માટે આવવાની છૂટ લીધી છે, આપને તકલીફ આપવા બદલ ક્ષમા માગું છું."

ગંગાદાસ વચમાં જ બોલ્યો, "મેં તમને જોયા છે; પણ ક્યાં જોયાં છે તે મને યાદ આવતું નથી."

પુરુશોત્તમે કહ્યું, "જી નામદાર, હું તમને મુંબઈમાં એક જગ્યાએ મળ્યો હતો. પણ તે માણસ તો તમારી અવકૃપાનું કારણ થઈ પડચો છે."

ગંગાદાસ ખુરસી પરથી કૂદી પડયો ને બોલ્યો, "કોને ? અચ્યુતને ત્યાં ? પણ તમે એના તરફથી આવતા નથી ને ?"

પુરુષોત્તમે કહ્યું, "જી ના. નામદાર."

ગંગાદાસ ફરી ખુરસી ઉપર બેઠો ને બોલ્યો, "જો, તમે તેના તરફથી આવ્યા હોત તો હું તમને હાંકી કાઢત. અચ્યુતની વચમાં પડનાર મારે કોઈ ન જોઈએ. અચ્યુતે મારું ન ભૂલી શકાય એવું અપમાન કર્યું છે. મારામાં વેર લેવાની વૃત્તિ નથી. અને પેલી છોકરી જેનું મગજ બગડી ગયું છે, તેનું હું નામ દેવા માંગતો નથી. આ ઘર જેની અંદર તેને નાનપણથી ઉછેરીને મોટી કરી તે આમ દગો દેવા માટે ? એક નામવગરનાં ધાડપાડુની રખાત તરીકે રહેવા જાય તેને શું કહેવું ? તેમને મારા મનમાંથી કાઢી નાંખું છું."

પુરુષોત્તમ ગભરાયો ને બોલ્યો, "નામદાર, હું તેમના તરફથી નથી આવ્યો પણ આપ જાણીને રાજી થશો કે તેઓ વિધિપૂર્વક પરણેલાં છે."

ગંગાદાસે કહ્યું, "મને એ બાબતમાં જરાએ રસ નથી. એ એક મુર્ખાઈ ભરેલું લગ્ન જ કહી શકાય. પણ તમે કેમ આવ્યા છો તે તો કહો !"

પુરુષોત્તમ જરા મોટેથી બોલ્યો, "તમારી પત્નીના ભાઈ સુરેશને કિસાનોએ પકડીને ગવર્નરને સોંપ્યો છે ને અત્યારે પોલીસ કમિશનરના હવાલામાં છે."

ગંગાદાસ બીજી વાર કૂદ્યો, "શું ? તમે શું કહ્યું ?"

પુરુષોત્તમ બોલ્યા, " હું એમ કહું છું કે તમારા સાળા પકડાયા છે. હાથ કડી નાંખેલી છે. મેં જેવું સાંભળ્યું તેવો જ તમને કહેવા આવ્યો. મને થયું કે હું તમારા સાળાની ને તમારી સેવા બજાવી શકીશ એટલે આવ્યો. "

ગંગાદાસે જોરથી ઘંટડી વગાડી ને બોલ્યો, " તમારો બહુજ ઉપકાર થયો. પણ જે માણસ કાયદાઓને કચડવા માગે છે તે, મારો સગો થતો હોય તો પણ, એક ગુનેગાર છે. "

એટલામાં નોકર આવી પહોંચ્યો ને બોલ્યો, " જી હજુર આપનો શો હુકમ છે. ? "

ગંગાદાસે કહ્યું, " ગાડી જોડાવ અને હું શહેરમાં જાઉં છું. મારી સાથે બે નોકરે આવવાનું છે. "

" જી હજુર. "

ગંગાદાસે પુરુષોત્તમને કહ્યું, " મારા રાજકીય જીવનમાં ડાઘ લાગશે. મારો સાળો ગુનેગાર છે. "

એટલામાં મનોરમા શેઠાણી આવી પહોંચ્યાં અને પાછળ કમળનયન પણ આવ્યો. ને બોલ્યો, " શું છે ? અને તમે ગાડી જોડાવી ક્યાં જાઓ છો ? "

ગંગાદાસ મનોરમાની પાસે જઈને બોલ્યા, " જરા શાંતિ રાખો, તારા ભાઈને પોલીસે કેદ કર્યા છે. "

મારો ભાઈ? સુરેશ ? શા માટે ? " મનોરમા બોલી.

ગંગાદાસે કહ્યું, " કિસાનોને સામ્યવાદ શીખવવા માટે—ક્રાન્તિકારીનો ઉપદેશ કરવા માટે પકડ્યો છે અને અત્યારે શહેરના લોકઅપમાં છે."

મનોરમા બોલી, "કેવો ગાંડો ! પણ તમને કોણે કહ્યું ?"

" આ ભાઈ, મિ. પરમેશ્વર કે કોણ તે ખબર લાવ્યા."

પુરુષોત્તમ મનોરમાને જોઇ મુગ્ધ થઇ રહ્યો. મનોરમા બોલી, " તમે અત્યારે મોડી રાતના જવા માગો છો ? "

ગંગાદાસે કહ્યું, "હજુ કમિશનર સાહેબ જાગતા હશે."

કમલનયન બોલ્યો, "આમાં પેલા અચ્યુતનો હાથ હોવો જોઇએ. એ બધા એક જ ટોળીના માણસ લાગે છે. એને પકડ્યો કે નહિ?"

ગંગાદાસે કહ્યું, "હું એના વિષે કંઈ જાણવા માગતો નથી." અને અંગ્રેજીમાં પોતાની પત્નીને કહ્યું, "એ તો પરણ્યો હોય એમ લાગે છે."

કમલનયન વચ્ચે બોલ્યો, "અને આ ભાઇ જાણતો હશે તે ક્યાં છે તે. બોલ ક્યાં છે તે?"

પુરુષોત્તમ ખીજાઇ ગયો ને બોલ્યો, "હું જાણતો હોઉં તોયે કહેવાનો નથી."

"અરે વાહ, આ પણ તેની ટોળીનો જ લાગે છે."

એટલામાં નોકરે કહ્યું, "ગાડી તૈયાર છે."

ગંગાદાસે પોતાની ટોપી લીધી. મનોરમાએ કહ્યું, "બહાર તો જુઓ. કેટલું ઘોર અંધારું છે; અને આવી ઠંડીમાં શરદી લાગી જશે. અત્યારે તમારે માટે ત્યાં કોણ જાગતું બેઠું હશે?"

ગંગાદાસે ટોપી કાઢીને કહ્યું, "ગાડી છોડી નાખ. ફરીથી સવારમાં બરોબર છ વાગે જોઈએ. મિ. પરમેશ્વર, તમારે મારી સાથે સવારે આવવાનું છે. નોકર, આ શેઠને આપણા લીલા રૂમમાં લઈ જા. ચાલો મિ. પરમેશ્વર."

પુરુષોત્તમ ધીરજ ખોઇબેઠો ને બોલ્યો, "મારું નામ પુરુષોત્તમ."

ગંગાદાસે કહ્યું, "એ બધું એકનું એક જ."

પુરુષોત્તમને લીલા રૂમમાં લઇ ગયા અને તે પથારીમાં પડ્યો કે બહારથી દરવાજો બંધ થતો લાગ્યો. તે વગર જેલે કેદી થઈ ગયો હતો. બીજે દિવસે સવારમાં તેને સાડાપાંચ વાગે જગાડ્યો. નોકરે કોફીનો પ્યાલો પિવડાવ્યો ને પીતાં પીતાં ઉતાવળ કરવાનું કહ્યું. ગંગાદાસ નીચે ઊભા હતા. ગાડી તૈયાર હતી.

ગંગાદાસ બોલ્યા, "ચાલો પુરુષોતમ, ચાલો. તમારી બેગ પણ

મૂકી દો. પુરુષોત્તમ, તમારું નામ પણ વિચિત્ર છે." પુરુષોત્તમને ઊંચકીને ગાડીમાં બેસાડ્યો. અને ગંગાદાસ તેની બાજુમાં બેઠા. મનોરમા શેઠાણીએ એક અડધી ઉઘાડેલી બારીમાંથી હાથ હલાવ્યો અને એક કમલનયનની ને ગંગાદાસની એમ બેઉ ગાડી આગળ વધતી ચાલી. દશ મિનિટ સુધી ગાડીમાં કોઈ એક શબ્દ બોલ્યું નહિ. સુંદર રેશમી મખમલના ગાલીચાવાળી ગાડીમાં બેઠેલો કંગાલ પુરુષોત્તમ વધારે કંગાલ લાગ્યો. ગાડીની અંદરનો ભપકો જોઈ તે અંજાઈ ગયો. ગંગાદાસે એક સિગારેટ કાઢી અને તેને આપવા માંડી. પુરુષોત્તમે ના પાડી પછી ગંગાદાસ બોલ્યા, "તમારો બહુજ ઉપકાર થયો છે. આવી રીતે મારી પત્નીનો ભાઈ – મારો સાળો આવી મુશ્કેલીમાં મૂકી દે છે તેથી મારું મગજ જાય છે. પણ પુરુષોત્તમ, તમને આ કોણે કહ્યું?"

"એક માણસે."

"પણ તેનું નામ તો હશે ને? કોઈ પક્ષ તો નથી કહી ગયું ને? અચ્યુતને ને રમેશને કંઈ સંબંધ છે. પણ અચ્યુત હમણાં ક્યાં રહે છે, તે તમને ખબર છે?"

"એક મોટી સંસ્થામાં રહે છે."

ગંગાદાસે કહ્યું, "કોની? રમેશની ફેક્ટરીમાં?"

"હા." પુરુષોત્તમ ભોળવાઈ ગયો ને બોલ્યો, "તમે તો બધું જ જાણો છો!"

એમ બોલતાં બોલાઈ ગયું ને તરતજ પુરુષોત્તમે હોઠ કરડ્યો. તેને લાગ્યું કે એક બિલાડી જેમ ઉંદર સાથે રમે તેમ ગંગાદાસ તેની સાથે રમતો હતો. અને પછી તો તેણે એક પણ સવાલનો જવાબ આપવાની ના પાડી. પુરુષોત્તમ ખૂબ પસ્તાયો કે પોતાને એક સિગારેટ ધરીને બધી વાત ગંગાદાસે કઢાવી લીધી. બન્ને મૂંગા રહ્યા અને ગાડી શહેર તરફ ચાલતી થઈ.

## પ્રકરણ ૩૩ મું

## પોલીસ કમિશનરના બંગલામાં

શહેરનો પોલીસ કમિશનર બહુ જ ભલો હતો. તેનામાં કાર્ય કરવાની શક્તિ ખૂબ હતી. સવારમાં ઊઠીને તે બગીચાની અંદર ફરતો હતો તેવામાં નામદાર ગંગાદાસ શેઠના અને મી. કમળનયનના આવવાના ખબર સાંભળી તે બેઠકના રૂમમાં આવ્યો. તે મુંબઈમાં ગંગાદાસ શેઠનાને મોટી મોટી પાર્ટીઓમાં મળ્યો હતો અને સારી રીતે ઓળખતો હતો. 'સલામ સાહેબ'નો વ્યવહાર પણ ચાલુ થઈ ગયો હતો. ગંગાદાસ અને કમળનયન અંદર બેઠા હતા. પુરુષોત્તમ બહાર જ બેઠો હતો. ગંગાદાસે પૂછ્યું, "અમે કેમ આવ્યા તે તમને ખબર પડી જ હશે!"

"ના, મહેરબાન મને કંઈજ ખબર નથી."

"શું કહો છો?"

"તમને સુરેશની ખબર પડી નથી?"

"કોણ સુરેશ? મને કંઈજ ખબર નથી," આ નામ હું પહેલી જ વાર સાંભળું છું." તેને ખરેખર ખબર ન હતી કે કાલે પકડાયો તેનું નામ સુરેશ હતું અને તે ગંગાદાસનો સાળો થતો હતો એવો તો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો: "પણ તમે ઊભા છો કેમ? બેસોને ચા, કોફી પીઓ. પછી વાત નિરાંતે કરીએ."

ગંગાદાસનું મન ચા પીવામાં ન હતું. તેણે તેને અથથી ઈતિ

સુધી બધી વાત કહી. કમિશનર સાહેબ બોલ્યા, "અરે રામ રામ, શ્રીમતિ મનોરમા બેનને કેટલું દુઃખ થયું હશે ? વળી સુરેશ સાહેબને એક દિવસ લોક-અપમાં રાખ્યા. હું હાજર ન હતો. પણ હવે બોલો આપની શી મરજી છે?"

"જો કાયદાનો કોઈ બાધ ન હોય તો મારે તેને મળવું છે."

"કાયદાઓ કંઈ તમારા જેવા મોટા માણસને માટે નથી. પણ કાલે બિચારાને કિસાનો બાંધીને લાવ્યા ને ખૂબ માર્યો છે. તમે જોશો ત્યારે ખબર પડશે. પણ તે તો તદન શાંત છે અને જરાયે ફરિયાદ કરતા નથી." એમ કહી ઘંટી વગાડી. એક સાર્જંટ આવ્યો તેને જરૂરી હુકમ આપ્યા અને કમળનયનને કહ્યું, "તમારો દેણદાર જે અહીં ફરિયાદ કરવા આવ્યો હતો તેણે આપઘાત કર્યો છે. મને આવો જુલમ ગમતો નથી. તમે ચેતતા રહેજો."

કમલનયનના ભવાં ચડયાં. એટલામાં તો સાર્જંટ સુરેશને લઈને આવ્યો. સુરેશનો ચહેરો શાંત અને ભવ્ય લાગતો હતો. તેનાં કપડાં કોઈ કોઈ ઠેકાણેથી ફાટી ગયાં હતાં અને તેને નહાવાનું મળ્યું ન હતું છતાં વાળ સરખા ગોઠવેલા હતા.

ગંગાદાસ એકદમ આગળ વધ્યા અને બોલ્યા, "સુરેશ, તમે ભયંકર માર્ગે કૂચ કરી રહ્યા છો. તમારો વિનાશ તમે જાતે કરી રહ્યા છો. બોલો, હજીયે પસ્તાવો થાય છે તમારો બચાવ હું કરી શકું એમ છું અને આ રાજ્યસત્તાના પ્રતિનીધિ પણ એમજ ઇચ્છે છે."

સુરેશ કમિશનર તરફ ફરી બોલ્યો, "મને તો તમેવુંઆપ સાહેબે બોલાવેલો સમજી હું આવ્યો છું. પણ આ શેઠે જો મને બોલાવ્યો હોય તો રામરામ કરું છું. એમનો ને મારો મેળ ખાવાનો જ નથી. એ જે કહે છે તે પત્થર ઉપર પાણી જેવું છે."

કમળનયને ચીસ પાડી, "પત્થર ઉપર પાણી! કિસાનોને બળવો કરવા ઉશ્કેરવા અને વળી પત્થર ઉપર પાણી!"

સુરેશે જવાબ આપ્યો, "આ વળી છૂપી પોલીસના અમલદારને ક્યાંથી પકડી લાવ્યા? ગંગાદાસ, મારા વિચારો જો જાણવા માંગતા હો તો આ છે: 'કિસાનોએ મને પકડ્યો અને મને પોલીસમાં સોંપ્યો તે બરાબર જ કર્યું છે. હું તેઓની પાસે ગયો હતો તેઓ કંઈ મારી પાસે નહોતા આવ્યા. રાજસત્તા મને દેશનિકાલ કરે તો હું બબડ્યા વિના જઈશ. જો કે હું નિરપરાધી છું."

"રાજ રાજનું કામ કરે તેમાં કંઈ નવાઈ નથી. કેમ હવે સંતોષ થયો ને?"

ગંગાદાસે તેના હાથ ધર્યા અને બોલ્યા, "સંતોષ! તદ્દન ગાંડપણ જેવો દેખાવ અને હજુ માફી માગવાની ના. મને કઈ જાતનો સંતોષ?"

સુરેશ કડક થઈને બોલ્યો, "મારે જે કંઈ કહેવાનું હતું તે કહી નાખ્યું. હું એક વાત ફરી ફરીને કહેતો નથી."

ગંગાદાસે કહ્યું, "તમે પશ્ચાત્તાપ પણ નથી કરતા?"

સુરેશ બોલ્યો, "પશ્ચાત્તાપ શાનો?"

ગંગાદાસે કહ્યું, "તમે જક્કી છો. શાંતિથી માનભરી રીતે આમાંથી નીકળી જવાનો પ્રસંગ આવે છે ત્યારે તમે હઠ કરીને બેસો છો."

સુરેશે જવાબ આપ્યો, "શાંતિથી અને માનભરી રીતે! હું બરાબર જાણું છું. જ્યારે કોઈ માણસ પાસે હલકું કામ કરાવવાનો વિચાર આવે છે ત્યારે જ આવું બોલાય છે."

ગંગાદાસે કહ્યું, "અમે તારી દયા ખાઈએ છીએ અને તું અમને ધિક્કારે છે."

સુરેશ બોલ્યો, "દયા બહુ સુંદર વસ્તુ છે. મારા પર ઈશ્વરની કૃપા છે. મને એકલો રહેવા દો." સુરેશે પોતાનું માથું નીચું નમાવ્યું. તેના મિત્રોએ તેને દગો દીધો તે તેને સાંભર્યું. ગોકળદાસના

મુનિમે આખી પાર્ટીને છેતરી હતી તે પણ તેણે જણાવ્યું અને અત્યાર સુધી જે લેખો અને સામ્યવાદના પુસ્તકો વાંચ્યાં હતાં તે શું તદ્દન નકામાં હતાં? જેને તે વેદ વાક્ય પ્રમાણે માનતો તે પુસ્તકોની કંઈજ કિંમત નહોતી?

ગૂમડું પાકી ગયું છે ને ફક્ત નસ્તરની જરૂર છે, એવા સુંદર વાક્યોની પણ કિંમત નહોતી? તે મનમાં ને મનમાં બોલ્યો, "નહિ નહિ, એ બધી વાત સાચી છે. પણ વાંક મારો જ છે. મને કાલે કેમ કામ લેવું તે જ આવડયું નહિ." તે કેવી રીતે પકડાયો હતો તેનું વર્ણન તેના મગજમાં તરી આવ્યું. તે ભાષણ આપતો હતો. પાછળથી કેટલાક કિસાનોનો ધસારો થયો. બધાએ મળીને તેને દોરડેથી બાંધ્યો. મોઢામાં કાદવ નાખ્યો અને એક ગાડામાં નાખી બધા ખડખડ હસ્યા. એ બધી વાત સંભારીને તેનું માથું પોતાની છાતી તરફ ઢળી ગયું હતું.

ગંગાદાસે કમિશ્નર તરફ જોઈ કપાળ ઉપર બે આંગળી ફેરવી અને બોલ્યા, "એનું મગજ કંઈક ઠેકાણે આવી જશે."

કમિશનર બોલ્યા, "હવે તો કાયદા પ્રમાણે જ કામ થશે."

ગંગાદાસે કહ્યું, "એક બીજો માણસ પણ લાવ્યો છું."

પોલીસ પુરુશોત્તમને લઈને આવ્યો.

ગંગાદાસે તરત જ કહ્યું, "આ ગૃહસ્થનું નામ પુરુશોત્તમ છે. તે મુંબઈથી આવે છે ને મારા ઘરમાં શિક્ષક તરીકે રહેતો હતો તે અચ્યુતનો ખાસ મિત્ર છે. એ અચ્યુત પણ મારી ભાણેજને લઈને નાસી ગયો છે."

કમિશનરે કહ્યું, "મેં વાત સાંભળી છે. તે ગૃહસ્થનું નામ અમારા રેકોર્ડ પર છે. તેના વિચારો પણ બહુજ ભયંકર છે. તે અત્યારે છુપાતો ફરે છે."

"પુરુષોત્તમના કહેવા પ્રમાણે એક જાણીતા કારખાનામાં તે છુપાઈ રહ્યો છે."

પુરુષોત્તમે કંઈક રડતાં રડતાં કહ્યું, "મેં તમને ક્યારે કહ્યું હતું?"

કમિશનર વચમાં પડ્યો, "તમે વચમાં ન બોલો. ગંગાદાસ શેઠ, આ બધા વેપારીઓને પણ શું થયું છે? કાલે વળી ગોકળદાસ કરીને એક વેપારી પકડાયો."

ગંગાદાસે કહ્યું, "આ પુરુષોત્તમ કહે છે તે પ્રમાણે અચ્યુત જરૂર એક કારખાનામાં જ ભરાયો છે."

પુરુષોત્તમ રડી પડ્યો, "મેં કંઈ એવું કહ્યું જ નથી. પણ તમે જ બધું કહો છો."

સુરેશ બોલી ઊઠ્યો, "કમિશનર સાહેબ, હું બીજી વાર કહું છું. મને આ લોકોની પાસેથી બહાર લઈ જાઓ. હું એ બધા સાથે વાત કરવા જ માંગતો નથી."

કમિશનર જરા ચિડાયા, "મિ. સુરેશ, આવી સ્થિતિમાં તમારે તમારી જીભ ઉપર સંયમ રાખવો જોઈએ. તમારા વડિલો તરફ માન રાખવાની હું તમને સલાહ આપું છું. ગંગાદાસ શેઠ, આ તમારી રાજ પ્રત્યેની વફાદારી પ્રધાનને કહીશ. પણ અચ્યુત કોની સાથે રહે છે?"

ગંગાદાસ બોલ્યા, "એક મિ. રમેશ કરીને ઈજનેર છે તેને ત્યાં રહે છે એમ આ પશાભાઈ કહે છે." ગંગાદાસને પશાભાઈને ચિડાવવામાં આનંદ પડતો હતો. એક સિગારેટની તેણે ભારે કિંમત લીધી.

કમિશનરે જરા સત્તાવાહી અવાજે સુરેશને પૂછ્યું, "તમે આ બંન્ને જણને ઓળખો છો?"

સુરેશે નસકોરાં ફુલાવ્યાં અને પૂછ્યું, "તમે અષ્ટવક્ર અને નારદ મુનિને જાણો છો?"

કમિશનરે પૂંઠ ફેરવીને કહ્યું, "ચાલો, અહીંયાં ઊભા રહેવામાં માલ નથી."

પણ પુરુષોત્તમ ખોડંગતો ખોડંગતો ગંગાદાસ પાસે પહોંચી ગયો અને કહ્યું, "તમારી ભાણેજને તમે નુકસાન કરવા માંગો છો?"

ગંગાદાસે કહ્યું, "હું કોઈનું નુકસાન નથી કરતો. મારા વહાલા સાહેબ, હું જે કરું છું તે મારા અંતઃકરણના અવાજને અનુસરીને કરું છું."

સુરેશ વચ્ચમાં બોલ્યો, "તમારી પત્ની અને મારી બેન જેટલું પાણી પિવડાવે છે તેટલું જ પીઓ છો, તેની સામે થવાની જરાય તાકાત નથી."

ગંગાદાસે એના બોલવા ઉપર ધ્યાન આપ્યું નહિ. પુરુષોત્તમ ઉશ્કેરાઇને બોલ્યો, "સાંભળો. ગંગાદાસ, તમે પણ લેતા જાઓ. તેઓ કંઈ પરણ્યા બરણ્યા નથી. મેં તો જૂઠી ગપ મારી છે. પણ તેઓ પરણી જશે, અને તમે પોલીસને લઈ જઈને અટકાવશો તો તમારા કુટુંબ ઉપર એવો ડાઘ બેસી જશે કે......"

ગંગાદાસ વચ્ચમાં બોલ્યા, "તો તો હું જલદી કરું, ને પોલીસો મોકલાવી દઉં."

સુરેશ વચ્ચમાં બોલ્યો, "ગંગાદાસે તો ખારસો મુંબઈનો ડગલો પહેરેલો છે કે તેના ઉપર ડાઘ જ પડે નહિ. પુરુષોત્તમ, તમારી આ બધી મહેનત નકામી છે."

કમિશનર સાહેબ વચ્ચમાં પડ્યા અને બોલ્યા, "સાર્જન્ટ, લઇ જાઓ સુરેશને અહીંયાંથી." સુરેશે સહેજ પુરુષોત્તમ સાથે હાથ મેળવ્યા અને બહાર ચાલ્યો ગયો.

કમિશનરે ગંગાદાસને કહ્યું, "આપણે ફેક્ટરીમાં માણસ મોકલીએ; પણ ત્યાં તમારી ભાણેજ છે એમ આ પુરુષોત્તમ કહેતો હતો; પણ તેને કેમ પકડાય?"

ગંગાદાસે જરા વિચાર કર્યો અને બોલ્યો, "હું એને ચિઠ્ઠી લખીશ અને તેને પાછા ઘેર આવવા લખીશ."

"હા જરૂર લખો" કમિશનરે કહ્યું, "બીજી બધી ગોઠવણ હું કરીશ."

કમલનયન વચ્ચમાં બોલ્યો, "એ મુખ્ય કાવત્રાખોર છે તેનું શું?"

કમિશનરે કહ્યું, "ગંગાદાસ, આ પશાભાઈ કંઈ ભયંકર માણસ દેખાતા નથી. તેને છોડી દીધા હોય તો કેમ?"

ગંગાદાસે જરા ધીમેથી કહ્યું, "ત્યારે છોડી દો એને."

કમિશનરે જરા મોટેથી બૂમ પાડી, "મી. પુરુષોત્તમ, તમે હવે જઈ શકો છો. હવે તમારી કંઈ જરૂર રહી નથી."

પુરુષોત્તમ તદ્દન ફીકો પડી ગયેલો અને હતો તેનાથી પણ નાનો લાગતો, રસ્તામાં નીકળી પડ્યો. રસ્તામાં તે વિચાર કરવા લાગ્યો "હે પ્રભુ! હું કોણ? એક બીકણ, બાયલો, દેશદ્રોહી! ના, ના, હજુ હું પ્રમાણિક માણસ છું. મારામાં માણસાઈ થોડી ઘણી રહી છે. પણ આ કમિશનરના બંગલાનાં પગથિયાં ઉપર બેઠેલો સુરેશનો નોકર મારી સામે આમ કેમ જોઈ રહ્યો છે? મેં સુરેશને દગો નથી દીધો પણ જેમાં તેમાં મેં મારું માથું શા માટે માર્યું? શાંતિથી ઘેર કેમ ન સૂઈ રહ્યો? અને હવે ઇતિહાસમાં એમ લખાશે કે પુરુષોત્તમે દગો દઈને તેના મિત્રોને દુશ્મનોને સોંપી દીધા." આમ વિચારતો તે ડુશકે ડુશકે રડવા લાગ્યો.

## પ્રકરણ ૩૪ મું

## મનોમંથન

જ્યારે બીજે દિવસે વિશાલખા પોતાના રૂમમાંથી બહાર આવી ત્યારે અચ્યુતને બહાર જવાના કપડાં પહેરીને બેઠેલો જોયો. એનું માથું એક હાથ ઉપર ટેકવેલું હતું. તે એકદમ તેની પાસે જઈને બોલી, "અચ્યુત, હજુ રાતના તમે સૂતા જ નથી? તમારું મોઢું કેવું ફિક્કું થઈ ગયું છે?"

"ના, હું સૂતો જ નથી."

વિશાલખાએ પૂછ્યું, "કેમ તબિયત બરાબર નથી? કે હજુ ગઈ કાલની અસર છે?"

અચ્યુતે માથું ધુણાવ્યું અને કહ્યું, "રમેશ તમારા રૂમમાં આવ્યો ત્યારથી હું ઊંઘી શકયો જ નથી."

"ક્યારે?" વિશાલખાએ પૂછ્યું.

"ગઈ રાતે."

"અચ્યુત, તમને હજુ વહેમ આવે છે? આ વળી નવીન વિચાર નીકળ્યો અને વહેમ લાવવાનો વખત પણ સારો શોધી કાઢ્યો! તે તો મારા રૂમમાં ફક્ત દશથી પંદર મિનિટ જ રહ્યો હતો. તમે આપણા લગ્નની ગોઠવણ વિષે પુરોહિતને કહેવાનું કહેલું તે વાત કરતા હતા."

અચ્યુતે કહ્યું, "તે બહુ થોડો વખત જ હતો તે હું જાણું છું. મેં એને બહાર જતાં પણ જોયો ! હું વહેમી નથી પણ કોણ જાણે કેમ તે પછી મને ઊંઘ જ ન આવી."

વિશાલખાએ પૂછ્યું, "શા માટે ન આવી ?"

અચ્યુતે કહ્યું, "મેં વિચાર કર્યા જ કર્યો!"

"શાનો અને કોનો ?"

"તમારો, તેનો અને મારો."

"અને તમારા વિચારોનું પરિણામ શું આવ્યું ?"

અચ્યુતે કહ્યું, "મારે કહેવું જ પડશે ?"

"હા, મને જરૂર કહો."

અચ્યુતે જવાબ આપ્યો, "મને એમ લાગ્યું કે હું તમારા માર્ગમાં અને તેના માર્ગમાં અને હું મારા પોતાના માર્ગમાં એક નડતરરૂપ છું."

વિશાલખાએ કહ્યું, "મારા માર્ગમાં કે તેના માર્ગમાં તે તો સમજી શકાય તેવું છે. તમે ના પાડો છો કે તમે વહેમી નથી પણ વહેમનું ભૂત તો જરૂર ભરાયું છે. અને તે તમારા પોતાના માર્ગમાં નડતરરૂપ છે."

અચ્યુતે કહ્યું, "વિશાલખા, મારામાં બે જાતનાં વિરોધી તત્ત્વો છે. અને એક બીજાનું અસ્તિત્વ રહેવા દેતું નથી. તેથી મને લાગ્યું કે બેઉનો અંત આણ્યો હોય તો સારું."

"અચ્યુત, તમે આ શું બોલો છો ? તમે દુઃખી થઈને મને પણ દુઃખી કરવા માગો છો? આપણે તો અહીંથી જતા રહેવાના ઉપાયો શોધવા જોઇએ. આપણને અહીંયાં કોઈ શાન્તિથી નહિ રહેવા દે."

અચ્યુતે તેને પાસે બોલાવીને બેસાડી અને બોલ્યો, "વિશાલખા, થોડી વાર મારી પાસે બેસો અને હજુ વખત છે ત્યાં સુધી આપણે સાથીદાર તરીકે વાત કરી લઇએ. હું બધું કહી શક્યો નથી પણ તું ચતુર છે એટલે બધું સમજી શકશે."

વિશાલખા તેની પાસે બેઠી અને બોલી, "ચાલો, આજે તો આપણે હૃદય ખુલ્લાં કરીને વાતો કરીએ. ગઈ રાતે શું શું કહેવું તે બધાનો મેં વિચાર કર્યો છે. ગઈ કાલના બનાવથી હું જરાએ ગભરાઈ નથી."

અચ્યુતે કહ્યું, "હું પણ ગભરાયો નથી. હું પીધેલ હાલતે ઘેર આવ્યો ત્યારે મને મારી નાલાયકી પૂરવાર થઈ ગઈ. વિશાલખા, દેશનાં સામાન્ય હિતો, જેનાથી આપણે સંકળાયેલા છીએ તેના ઉપર મને જરાએ શ્રદ્ધા નથી રહી. જે હિતોની ખાતર આપણે નાસી છૂટયા તે હિતો પાછળની અખૂટ શ્રદ્ધા બધી જ ચાલી ગઈ છે." તેણે એક હાથ પોતાની આંખ ઉપર મૂકયો અને આગળ બોલવા મંડયો, "મને દેશનાં હિતો માટેની લડતની અંદર શ્રદ્ધા છે, પણ મારી શકિતમાં, મારા બળમાં અને મને પોતાનામાં જરાએ શ્રદ્ધા નથી અને વિશાલખા, તમે હજુ મારામાં શ્રદ્ધા રાખી શકો છો?"

વિશાલખા ટટાર બેઠી ને માથું ગૌરવથી ઊંચું કરીને બોલી, "અચ્યુત, હું તો શ્રદ્ધાવાન છું. હું મારા આત્માના બળ સાથે તેમાં શ્રદ્ધા રાખું છું અને જીવનના છેલ્લા શ્વાસ સુધી મારું સમસ્ત જીવન તેમને જ સમર્પણ કરવા માગું છું."

અચ્યુત તેની તરફ ફર્યો ને બોલ્યો, "તમારા જવાબની મને ખાતરી જ હતી."

વિશાલખા ચૂપ રહી અને અચ્યુત ફરીથી બોલ્યો, "દાખલા તરીકે રમેશને લ્યો. જો કે તે જરાએ દેશહિતમાં માનતો નથી."

વિશાલખા વચમાં બોલી, "તમે શું કહેવા માગો છો?"

અચ્યુતે કહ્યું, "હું ખરેખર જ કહું છું કે તે દેશહિતમાં માનતો નથી અને આગળ વધ્યો જ જાય છે. શહેર તરફ જતો માણસ શહેર છે કે નહિ તેની શંકા નથી કરતો; તે તો રસ્તો કાપ્યે જ જાય

છે અને એ જ પ્રમાણે રમેશનું છે. હું આગળ જઈ શકતો નથી; પાછો ફરવા માગતો નથી અને જ્યાં છું ત્યાં રહેવાનો કંટાળો આવે છે.

વિશાલખા વચમાં બોલી, "તમે નાની વાતને મોટું રૂપ આપો છો. આપણે એક બીજા વચ્ચે પ્રેમ નથી ?"

અચ્યુતે એક ઊંડો નિસાસો નાખ્યો અને બોલ્યો, "વિશાલખા, હું તમને પ્રણામ કરું છું. તમે મારા ઉપર દયા રાખો છો અને એકબીજાના પ્રમાણિકતામાં આપણને વિશ્વાસ છે."

"ઊભા રહો, અચ્યુત, તમે શું કહો છો ? આજેજ આપણને બન્નેને પોલીસ પકડવા આવવાની છે. આપણે જુદા નહિ પડી શકીએ."

અચ્યુત બોલ્યો, "એટલે, રમેશની સૂચના પ્રમાણે ગોરને બોલાવીને લગ્ન કરી નાખીએ એમજ ને ? અને લગ્ન થવાથી બધી મુશ્કેલીનો અંત આવી જશે એમ તમે માનો છો ? લગ્ન તો બંધન છે. તે એક બીજાને સાથે રહેવાની ફરજ પાડે છે."

વિશાલખાએ કહ્યું, "તમે શું કહો છો ? તમારે અહીંયાં નથી રહેવું ?"

"અચ્યુતે કહ્યું, "ના."

વિશાલખા બોલી, "હું ન હોઉં તે જગ્યાએ જવા માગો છો ?"

અચ્યુતે કહ્યું, "તમને પૂરું રક્ષણનું સાધન કર્યા વિના અધવચ છોડી જવું મને ઠીક લાગતું નથી."

વિશાલખા તેની આંખ તરફ જોઈને બોલી, "અચ્યુત, તમને શું થયું છે ? તમારા મનમાં શું છે તે કહી નાંખો. આજના તમારા શબ્દો ઘણા વિચિત્ર ને ભેદી છે. તમારો ચહેરો આજે કેવો થઈ ગયો છે ?"

અચ્યુત બોલ્યો, "જરાયે ગભરાઓ નહિ સુરેશને કિસાનોએ માર્યો છે, તેની પાંસળીઓ ભાંગી નાખી છે, પણ મને કોઈએ માર્યો નથી. પણ મારા આત્માને કચરી નાખ્યો છે."

વિશાલખાએ ધીમેથી કહ્યું, "પણ તમે મારી સાથે ખુલ્લા દીલે આ બનાવની વાત કેમ કરતા નથી?"

"વિશાલખા, મારું સર્વસ્વ તમારી આગળ ખુલ્લું કર્યું છે. જે કંઈ કરીશ તે તમને કહીને કરીશ."

એટલામાં રમેશ ઓરડામાં દાખલ થયો અને હોઠ પીસીને બોલ્યો, "મિત્રો, તમે વખત ગુમાવશો તે નહિ ચાલે. કલાક એકમાં તૈયાર થઈ જાઓ. તમારે લગ્નની વિધી કરવાની છે. પુરુષોત્તમના કંઈ ખબર નથી. તે ભોળો છે અને જાણે અજાણ્યે ભરડી મારશે."

રમેશ બહાર જતો હતો તેને અચ્યુતે અટકાવ્યો ને બોલ્યો, "રમેશ, મારે તમારી ભલાઈ અને મહેમાનગીરી માટે ઉપકાર માનવાનો છે અને સાથે સાથે બીજી એક વાત કહું કે મને કંઈ પણ થાય તો વિશાલખાને તમે ત્યજી દેતા નહિ."

રમેશે આશ્ચર્યથી સવાલ કર્યો, "તમારી ભવિષ્યની પત્નીને?"

અચ્યુતે કહ્યું, "હા, ના, વિશાલખાને."

રમેશ બોલ્યો, "તમને કંઈ થવાનું નથી તેની મને ખાત્રી છે અને વિશાલખાને દુઃખ નહિ પડવા દઉં." રમેશ બહાર ગયો અને વિશાલખાને મળ્યો. બંનેએ મૂંગા મૂંગા ચાલ્યા કર્યું.

## પ્રકરણ ૩૫ મું

## અચ્યુતનો આપઘાત

રમેશ ગયો એટલે અચ્યુત આમતેમ ઓરડામાં ચાલવા લાગ્યો. તેણે ગામડિયાનાં કપડાં કાઢી નાંખ્યાં અને પોતાનાં અસલ કપડાં પહેરી લીધાં અને ટેબલના ખાનાંમાંથી બે સીલબંધ પત્રો કાઢયા અને એક ચીજ કાઢી તે ગજવામાં મૂકી દીધી. ચૂલા આગળ ગયો અને ત્યાં પોતાની કવિતાની ચોપડી ભડભડ બળવા મૂકી દીધી. તેની પાસે સુરેશે આપેલી વિશાલખાની છબી હતી તેને બાળતાં તેનો જીવ ન ચાલ્યો. પણ તે છબી પાછી પેલા બે સીલબંધ પત્રોની પાસે મૂકી દીધી. તેણે માથે ટોપી મૂકીને બહાર જવાની તૈયારી કરી પણ પાછો ફર્યો અને વિશાલખાના રૂમમાં ગયો.

વિશાલખાનું નાનું બિછાનું પડયું હતું ત્યાં આગળ ગયો. વાંકો વળીને પાંગત આગળ બેસી ડૂસકાં ભરતો તે બિછાનાને ચૂંબન કરવા લાગ્યો. પછી એકદમ કૂદ્યો અને ટોપી માથા ઉપર નાખીને દોડયો. ઓસરીમાં કે દાદરમાં કોઈ મળ્યું નહિ એટલે તે એકદમ બગીચામાં દોડયો અને કોઈ જુએ છે કે નહિ તે માટે આસપાસ નજર નાંખીને એક જમરૂખના ઝાડ નીચે બેઠો. ઝાડ ઘરડું થઈ ગયું હતું. તેણે ખિસ્સામાંથી જે ચીજ તેણે સંતાડી હતી તે કાઢી, ત્યાં કોઈજ

નહોતું. બધા જ તેનાથી દૂર હતા. તેણે બગાસું ખાધું અને બોલ્યો, "મારે હવે કંઈ જ કરવાનું રહેતું નથી. હું પાછો મુંબઈ જઈ શકું તેમ નથી અને જેલમાં પણ જઈ શકું તેમ નથી" એમ કહી તેણે માથા ઉપરની ટોપી કાઢી રીવોલ્વર હાથમાં લીધી અને ઘોડો દબાવ્યો. આખા શરીરે કંપારી છૂટી અને રોમ ખડાં થયાં. બારીમાં સાવિત્રીને ઊભેલી જોઈ. સાવિત્રી તેને પૂછવા જતી હતી કે, 'આવા વરસાદમાં ત્યાં શું કરો છો?' ત્યાં તો ધબ દઈને અચ્યુતને જમીન ઉપર નીચે પડતો જોયો. તેણે બંદુકનો અવાજ સાંભળ્યો ન હતો. પણ અચ્યુતને પડતો જોઈને દોડતી આવીને બોલી, "અચ્યુત, તમને શું થયું છે?" પણ કોણ જવાબ આપે?

અચ્યુતની આંખો ઉપર તો અંધારાં છવાઈ ગયાં હતાં. સાવિત્રીએ નીચાં વળીને જોયું અને લોહી જોઈને બૂમ પાડી, "પાંડુ, પાંડુ."

એક બે મિનિટમાં તો વિશાલખા, રમેશ, પાંડુ અને બીજા બે મજૂરો બગીચામાં આવ્યા. અચ્યુતને ઊંચકીને ઘરમાં લઈ ગયા અને જે કોચ ઉપર તેણે આગલી રાત ગાળી હતી તે કોચ ઉપર સુવાડયો. તેની આંખો અરધી મીંચેલી હતી. તેનો ચહેરો ભૂરો થઈ ગયો હતો. તેના ગળામાં માટી બાઝી હતી. થોડું જીવન બાકી રહ્યું હતું. તેની એક બાજુએ વિશાલખા અને બીજી બાજુ રમેશ ઊભા હતા. બંન્નેના ચહેરા ફિક્કા પડી ગયા હતા.

વિશાલખાને અચ્યુતના શબ્દો યાદ આવ્યાઃ 'મારામાં બે વિરોધી તત્ત્વો છે; હું બેઉનો આજે અંત લાવવા માગું છું.' તે રમેશની સામે પણ જોઈ શકતી નહોતી ને જાણે ગુનેગાર હોય તેમ એમાંથી કોઈ બોલી શકયું નહિ. રમેશે ડોકટરને બોલાવ્યો, સાવિત્રીએ ભીનાં પોતાથી તેનું માથું સાફ કર્યું. થોડીવારે અચ્યુતે આંખ ઉઘાડી અને ધીમેથી બોલ્યો, "હું હજી જીવતો છું. હું આ કામ પૂરું કરી શકયો નહિ. હું તમને રોકી રહ્યો છું."

વિશાલખા ડૂસકાં ભરીને કહેવા લાગી, "અચ્યુત, અચ્યુત."

અચ્યુત બોલ્યો, "હવે બહુ વાર નહિ લાગે–યાદ છે વિશાલખા, મારી કવિતા, 'ફૂલો વેરજો નહિ—પણ ફૂલો ક્યાં છે! મારા પત્રમાં મેં લખ્યું છે.' તે કાંઈક ચમક્યો. ફરી બોલ્યો, "વિશાલખા, હવે આવ્યું લો. એક બીજાના હાથો મારી આગળ જલદી લાવો. રમેશે વિશાલખાનો હાથ પકડ્યો.

અચ્યુત બોલ્યો, "એમજ એમજ." તેનો શ્વાસ ચાલવા માંડ્યો. તેણે ભેગા થયેલા હાથો પર હાથ મૂકવાનો પ્રયત્ન કર્યો પણ તેનો મૃત હસ્ત નીચે પછડાઈ પડ્યો. તેનો છેલ્લો શ્વાસ ચાલી ગયો હતો. તેની છાતી ઉપર વિશાલખા ને રમેશના એકબીજા સાથે જોડાયેલા હસ્તો હતા.

પેલા સીલબંધ બે પત્રો નીચે પ્રમાણે હતાં: તેના એક મિત્રને પત્ર લખ્યો હતો તેમાં લખ્યું હતું:

'પ્રિય મિત્ર, છેવટના પ્રણામ. પાંજરું પડી રહે છે ને હંસ ઊડી જાય છે.'

બીજો પત્ર વિશાલખા ને રમેશ ઉપર હતો. તેમાં લખ્યું હતું:

'મારાં વહાલાં બચ્ચાંઓ, આવી રીતે તમને લખું છું. તેથી તમને અજાયબી લાગશે. હું રમેશથી મોટો નથી પણ મૃત્યુકાંઠે છું એટલે હું આમ લખું છું. મેં વિશાલખાને બહુજ દુઃખ આપ્યું છે. ફિકર કરાવી છે. પણ વિશાલખા, તમે રમેશને પરણીને સુખી થજો. બીજો કોઈજ રસ્તો નથી અને જ્યારે ખૂબ સુખી થાઓ ત્યારે મને સંભારજો કે એક ભલો માણુસ હતો. અને વિશાલખા, જો શારદા તમને મળે તો એને કહેજો કે મરતી વખતે હું એના જ વિચાર કરતો હતો. તે બધું સમજશે. અને દેશના હીતની વાત હું કંઈ જ લખતો નથી. કારણકે મને એમાં શ્રદ્ધા રહી નથી. ચાલો હવે જયસ્વદેશ.'

વિશાલખા અને રમેશે પત્રો વાંચ્યા. બેઉ પત્રો અને પોતાની છબી વિશાલખાએ ખીસ્સામાં મૂકી. 'ચાલો આપણે જલદી તેની ઇચ્છા પ્રમાણે કરીએ.' એમ કહી બેઉ જણા હાથમાં હાથ મેળવીને કારખાનાની બહાર નીકળી પડયા; થોડા કલાક પછી પોલીસ આવી ને અચ્યુતના શબનો કબજો લીધો. સાવિત્રીએ એના શબ ઉપર ફૂલના હાર મૂકયા હતા; અને પાંડુએ આવીને અચ્યુતના આપઘાતની વાત અથથી તે ઈતિ સુધી કહી સંભળાવી. રમેશ અને વિશાલખા માટે પૂછયું ત્યારે તેણે કાને હાથ દીધા. પોલીસના અમલદારો જયુરી બોલાવવાનું નક્કી કરી એક સિપાઇને ત્યાં મૂકી જેવા આવ્યા હતા તેવા પાછા ચાલ્યા ગયા.

## પ્રકરણ ૩૬ મું

### ઉપસંહાર

આ બનાવ બન્યાને બે દિવસ પછી પુરોહિતને ઘેર એક પુરુષ ને સ્ત્રી બેઠેલાં એવી એક ગાડી આવી પહોંચી. તેઓ બીજે જ દિવસે પરણ્યાં અને અદ્રશ્ય થઈ ગયાં. રમેશનો પત્ર કારખાનામાંથી ત્રણ મહિનાની રજાનો પાંડુએ કારખાનાના માલિકને આપ્યો. જ્યુરીની તપાસમાં કંઈ ખાસ નીકળ્યું નહિ, અને અચ્યુતના શબની વીધીસર ક્રિયા થઈ. ગંગાદાસે તેની ભાણેજ માટે તપાસ કરવાનું છોડી દીધું. નવ મહિના પછી સુરેશનો કેસ ચાલ્યો. તે શાંત હતો. તેણે પોતાનો બચાવ પણ કર્યો નહિ. તેણે કોઈનાં નામ આપ્યાં નહિ અને જરાયે પશ્ચાત્તાપ કર્યો નહિ. જે ગામડિયાઓ પોતાની વિરુદ્ધ જુબાની આપવા આવ્યા હતા તે પીગળી ગયા. ન્યાયાધીશને પણ દયા આવી ગઇ. શારદા થોડી વાર અદ્રશ્ય થઈ ગઈ હતી. ગોકળદાસ, જે બીકથી ગાંડા જેવો થઈ ગયો હતો તેને છોડી દેવામાં આવ્યો. અચ્યુત તો મરી ગયો હતો. રમેશ ઉપર વહેમ હતો પણ પૂરતી

જુઆની ન હોવાને લીધે તેને શાન્તિમાં રહેવા દીધો હતો. વિશાલખાનું નામ જ આવ્યું નહોતું ને પુરુષોત્તમને તો કોઈએ છેડયો જ નહિ! સુરેશને નામની સજા થઈ.

દોઢ વર્ષ પછી ગંગાદાસ શેઠના મુંબઈની ધારાસભાના નાણાં ખાતાના પ્રધાન થયા હતા. તેમના પત્ની સાહિત્ય અને સંગીતકળાના ખાસ રસીક ગણાતાં. શહેરના મોટા ભાગના સ્ત્રીવર્ગના મેળાવડાઓમાં તેઓ પ્રમુખસ્થાન લેતાં હતાં. પુરુષોત્તમ પણ બદલાઈ ગયો હતો. તેણે એક દિવસ ફરતાં ફરતાં શારદાને જોઈ અને તેને એકદમ ઊભી રાખી. શારદાએ એને ઓળખ્યો નહિ.

પુરુષોત્તમે કહ્યું, "હું અચ્યુતનો મિત્ર છું. કાંઈ સાંભળવું હોય તો મારે ઘેર આવજો."

શારદા અચ્યુતનું નામ સાંભળી તેને ઘેર ગઈ અને બધી વાત સાંભળીને પૂછ્યું, "પેલી અચ્યુતની સાથે નાસી ગઈ હતી તે છોકરીનું શું થયું?"

પુરુષોત્તમે કહ્યું, "વિશાલખાનું? તે તો રમેશને પરણી ગઈ અને તેને એક વર્ષ થઈ ગયું." શારદાને વિશાલખા ઉપર અદેખાઈ આવતી હતી પણ અચ્યુતને દગો દીધો તેથી તેના ઉપર તિરસ્કાર આવ્યો. તેણે પૂછ્યું, "કંઈ બાળક પણ હશે તેને?"

પુરુષોત્તમે કહ્યું, "મને ખબર નથી પણ તમે આમ કેમ ઉપડયાં? તમે આટલાં વર્ષ કયાં હતાં તે તો કહો."

"મને તો કોઈનો પાસપોર્ટ મળી ગયો અને એક સ્ત્રી તરીકે દેશેદેશ ફરી આવી."

પુરુષોત્તમે પૂછ્યું, "તમે હાલમાં કોના હાથ નીચે કામ કરો છો?"

શારદાએ કહ્યું, "તે જાણવાનું તમારે શું કામ છે?"

"કોઈ અજ્ઞાત હશે એટલે કહેતાં નથી."

શારદાએ ઊઠતાં ઊઠતાં કહ્યું, "હા, હા, હું હજુ પણ કાર્ય કરી રહી છું. કહું કોના નેતૃત્વ નીચે? અજ્ઞાત ગુર્જરરાષ્ટ્રના નેતૃત્વ નીચે." એમ કહી તે બારણું ધડાક કરતું બંધ કરી દઈને ચાલી ગઈ.

## સમાપ્ત

જપ્તીના દોરમાંથી હવે મુક્ત થયું છે :-

પંડિત સુંદરલાલજી કૃત

# ભારતમાં અંગ્રેજી રાજ્ય

ભાગ ૧-૨.

| | | |
|---|---|---|
| ડેમી આઠ પેજી | એકસો ઉપરાંત | મૂલ્ય |
| પૃષ્ઠ ૧૬૦૦ | દ્વિરંગી ત્રિરંગી ચિત્રો | રૂ. ૧૦-૦-૦ |

હિંદમાં અંગ્રેજી સત્તા કેમ સ્થાપન થઈ તે આપણે જે ઇતિહાસમાં ભણ્યા છીએ તે કેવો વિકૃત અને ખોટો છે તેનું સચોટ બ્યાન આ પુસ્તકોમાં મળશે.

અનેક છળકપટ, સંધિઓ, અને કરારનામાંના ભંગો કરવાની સતત બુદ્ધિ અને અંદર અંદર વિગ્રહ જગાવવાનાં કાવતરાંના પાયા પર હિન્દની બ્રિટિશ સલ્તનત ઊભી થઈ છે.

અંગ્રેજ સરકારના વહીવટ સામે નક્કર હકીકત ભર્યું આ તહોમતનામું દરેક હિન્દી ભાઈ બહેને વાંચવું જ જોઈએ.

ફક્ત થોડી જ પ્રતો સિલકમાં છે. કાગળની ગજબ મોંઘવારીમાં તાજેતરમાં નવી આવૃત્તિ થવી મુશ્કેલ છે. તમારી નકલ આજે જ વસાવી લો.

લખો:-

સોલ એજન્ટ

સી. શાંતિલાલની કું.

બુકસેલર્સ : પબ્લિશર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

# તાજેતરમાં બહાર પડેલાં નવાં પુસ્તકો

કવિવર રવિન્દ્રનાથ ઠાકુર
એમનું જીવન અને કવન
૨–૮–૦
શ્રી દેવી (બંકીમચંદ્ર) ૩–૦–૦
રૂપમાધુરી (શરદ્‌બાબુ) ૩–૦–૦
કુળવતી ,, ૨–૦–૦
શરદ વંદના ,, ૨–૮–૦
સમાજવાદ અને સહ-
કારદ્વારા સર્વોદય
(જગન્નાથ દેસાઇ) ૨–૦–૦
વિશ્વદર્શન (છોટાલાલ
કામદાર ૧૯૪૨) ૫–૦–૦
હિન્દીની શ્રેષ્ટ વાર્તાઓ
( ઇન્દ્રવસાવડા ) ૨–૮–૦
મહારાજયોની યુદ્ધશકિત
(ડુંગરશી ધરમશી સંપટ) ૨–૦–૦
જાતીય રોગો
(યુવાનોને પથદર્શક) ૧–૪–૦
સરી જતું સુરત
(ધનસુખલાલ કૃ. મહેતા) ૧–૪–૦
હેમલેટ
(હંસાબહેન મહેતા) ૨–૦–૦
કુમકુમ
(કોસનસિંહ ચાવડા) ૨–૮–૦

લગ્નની બેડી
(આચાર્ય અત્રે) ૨–૦–૦
સ્વાતિ (કાવ્ય સંગ્રહ) ૧–૮–૦
હું ને મારી બા
(સુશિલ) ૦-૧૨-૦
નેચર કયોર યાને કુદરતી
ઉપચારો (એન્જિનીયર) ૨–૦–૦
અડધે રસ્તે
(કનૈયાલાલ મુનશી) ૩–૦–૦
રાજ સન્યાસી
(ધૂમકેતુ) ૩–૦–૦
ઇન્દુ અને રજની
(રતુભાઇ દેસાઇ) ૨–૩–૦
ત્રણ પગલાં (સોપાન) ૨–૮–૦
પૃથ્વીનો પહેલો પુત્ર
(હરજીવન સોમૈયા) ૨–૮–૦
ફૂટેલાં સુવર્ણપાત્રો
(સોપાન) ૨–૮–૦
બેકાર પટેલ ૧ થી ૨૦
(હરિપ્રસાદ વ્યાસ) ૫–૧૦–૦
કથા હાસ્ય
(હરિપ્રસાદ વ્યાસ) ૨–૮–૦
રંગતરંગ ૧ થી ૪
(જ્યોતીન્દ્ર દવે) ૫–૦–૦

ઉપરનાં અને બીજાં લાયબ્રેરીઓ માટેનાં તેમજ શાળોપયોગી દરેક જાતનાં પુસ્તકો અમારે ત્યાંથી વ્યાજબી ભાવે મળે છે. સંસ્થાઓને તેમજ લાયબ્રેરીઓને ભરપૂર કમિશન આપીએ છીએ.

લખોઃ—

સી. શાંતિલાલની કું.
બુકસેલર્સ : પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ–૨

## ચૂંટી કાઢેલાં ઉત્તમ પુસ્તકો

| | |
|---|---|
| હઠીલા રોગોના કુદરતી ઉપચારો (ભૂપતરાય દવે) | ૨-૦-૦ |
| રસિયો જીવ | ૩-૮-૦ |
| જીંદગીના ખેલ | ૨-૮-૦ |
| માનવતાનાં મૂલ | ૩-૦-૦ |
| ભારતીય સ્વરાજ્ય | ૪-૮-૦ |
| ખેડાની લડત (ગાંધીજી) | ૧-૮-૦ |
| અસહકાર (ગાંધીજી) | ૨-૮-૦ |
| મારો જેલનો અનુભવ ( ,, ) | ૦-૮-૦ |
| અન્ય દેશોમાં અસહકાર | ૦-૬-૦ |
| રાષ્ટ્ર ગીતો | ૧-૦-૦ |
| પ્રાચીન કાવ્યસુધા ભા. ૧-૨ દરેક | ૧-૪-૦ |
| પાંડવ ગુપ્ત નિવાસ | ૦-૧૨-૦ |
| પ્રેમાનંદ કૃત રણયજ્ઞ | ૧-૪-૦ |
| અનંતા | ૦-૮-૦ |
| ભયંકર ભૂજંગ | ૧-૮-૦ |
| શીશ મહેલ | ૧-૮-૦ |
| માયાની પુતળીઓ | ૧-૪-૦ |
| પારસમણી અને હૃદયતેજ (Will-Power) | ૨-૮-૦ |
| દંપતિ મોક્ષ મંદિર | ૧-૦-૦ |
| નાગોરનો નહાર | ૦-૧૨-૦ |
| જગદ્ગુરુ | ૦-૮-૦ |
| શ્રી મૂર્તિપૂજા | ૦-૧૨-૦ |
| અમૃતનો પ્યાલો | ૦-૧૦-૦ |
| મદન મોહના (શામળભટ્ટ) | ૧-૦-૦ |
| રણજીતરામના નિબંધો | ૧-૮-૦ |
| મહિલા ગરબાવલી | ૦-૧૨-૦ |

# જપ્તીના હારમાંથી હવે મુક્ત બન્યું છે:

પંડિત સુંદરલાલજી કૃત

## ભાગ ૧–૨

| | | |
|---|---|---|
| રૂમી ૮ પેજી પૃષ્ઠ ૧૬૦૦ | દ્વિરંગી ત્રીરંગી આકર્ષક ચિત્રો ૧૫૦ લગભગ | બન્ને ભાગની કિંમત રૂ. ૧૦–૦–૦ |

હિંદમાં અંગ્રેજી સત્તા કેમ સ્થાપન થઇ તે આપણે જે ઇતિહાસમાં ભણ્યા છીએ તે કેવળ વિકૃત અને ખોટો છે.

અનેક છળકપટ, સંધિઓ અને કરારનામાંના ભંગો કરવાની સતત બુદ્ધિ અને અંદર અંદર વિગ્રહ જગાવવાનાં કાવતરાના પાયા ઉપર હિન્દની બ્રિટિશ સલ્તનત ઊભી થઇ છે. આપણે આપણી આંખે ચઢેલાં જૂઠાં ચશ્માં ફેંકી નવી દૃષ્ટિ કેળવવી જોઇએ.

કંપની સરકારના વહીવટ સામે નક્કર હકીકતભર્યું આ તહોમતનામું દરેક હિન્દી ભાઇબહેને વાંચવું જ જોઇએ.

ફક્ત થોડી જ પ્રતો સિલિકમાં છે.

તરત જ લખો :

સોલ એજન્ટ :

બુકસેલર્સ પબ્લિશર્સ • પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨